॥ નમો જિણાણં ॥

શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા

પુષ્પ ૪૨ મું

# નમસ્કાર-મહિમા

તથા

[ સં. ૨૦૧૩ થી સં. ૨૦૧૭ સુધીની ધર્મ-પ્રભાવના-ભીની-પ્રતિષ્ઠા-મહોત્સવ વગેરે ]

વ્યાખ્યાતા

વ્યાખ્યાન-વાચસ્પતિ પરમ પૂજ્ય આચાર્ય

શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના

પટ્ટપ્રભાવક તીર્થોદ્ધારક

પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી

મહારાજ



સંગ્રાહક

શતાવધાની પૂ. પં. પ્રવર

શ્રી કીર્તિવિજયજી ગણિવર્ય

સંપાદક

સાહિત્યવારિધિ શતાવધાની પંડિત

શ્રી ધીરજલાલ ટોકરશી શાહ

# પ્રકાશકનું નિવેદન

મહામના નિર્ગ્રંથ મુનિવરોએ નમસ્કારનો મંગળ મહિમા મુક્ત કંઠે ગાયો છે અને તેના અર્થ-ભાવ-રહસ્યને પ્રકાશવા માટે પોતાની નિર્મળ પ્રજ્ઞા તથા અદ્ભુત પ્રતિભાનો છૂટથી ઉપયોગ કર્યો છે પરિણામે નમસ્કાર પર વિપુલ સાહિત્યની રચના થઈ છે પરંતુ આ સાહિત્યનો મોટો ભાગ પ્રાકૃત-સંસ્કૃતભાષા-નિબદ્ધ હોવાથી તેમજ સુસંપાદિત થઈને મુદ્રિત થયેલો નહિ હોવાથી આધુનિક યુગના મનુષ્યોને સમજ પડે તેવી ભાષા અને શૈલીમાં અભિનવ સાહિત્યનું સર્જન કરવાની આવશ્યકતા રહે છે

અમને જણાવતાં આનંદ થાય છે કે આ આવશ્યકતા પૂરી કરવા માટે આજે કેટલાક ત્યાગી આચાર્ય-મુનિવરો તથા વિદ્વાન્ ગૃહસ્થો ભારે પ્રયત્ન કરી રહ્યા છે અને પરિણામે નમસ્કાર-વિષયક કેટલુંક સુવાચ્ય-સુંદર સાહિત્ય પ્રકટ થવા પામ્યું છે અને વિશેષ આનંદ તો એથી થાય છે કે પ્રસ્તુત નમસ્કાર-મહિમાનું પુસ્તક પ્રકટ થતાં તેમાં એક નોંધપાત્ર સમૃદ્ધ ઉમેરો થવા પામ્યો છે

સં. ૨૦૧૪ની સાલમાં દક્ષિણદીપક દક્ષિણદેશોદ્ધારક સુપ્રસિદ્ધ વક્તા આચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ પોતાના શિષ્યરત્ન શતાવધાની મુનિરાજ શ્રી કીર્તિવિજયજી આદિ પરિવાર સાથે અમદાવાદ-વિદ્યાશાળાએ બિરાજતા હતા અને પોતાની [illegible] સુગમ્ય શૈલીથી વિશાળ શ્રોતાસમૂહને અલૌકિક આનંદ પમાડતા હતા તે વખતે ભાવિક વર્ગનો આગ્રહ થવાથી તેમણે નમસ્કાર-મહામંત્ર પર નવ વ્યાખ્યાનો આપ્યાં અને તેમાં નમસ્કાર અંગે જાણવા જેવી

અનેક બાબતોની રજૂઆત કરી કે જે સાંભળી શ્રોતાવર્ગ અત્યંત પ્રભાવિત થયો અને નમસ્કારની નિરંતર નિયમિત આરાધના કરવા લાગ્યો

પછી તે નમસ્કારપ્રેમી અનેક ભાઈબહેનો તરફથી આ મનનીય વ્યાખ્યાનોની પુસ્તકાકારે માગણી થવા લાગી સમાજના સદ્ભાગ્યે આ વ્યાખ્યાનોની નોંધ પ. પૂ. સિદ્ધાંતમહોદધિ આચાર્ય શ્રીમદ્ વિજયપ્રેમ સૂરીશ્વરજી મ. ના શિષ્યરત્ન પં. શ્રી ભાનુવિજયજી મહારાજના એક શિષ્ય તથા કવિ કુલતિલક શતાવધાની મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ ખૂબ કાળજીપૂર્વક લીધી હતી અને તેમાંના કોઈ અગત્યના મુદ્દાને છાડ્યો ન હતો એટલે તેને પુસ્તકાકાર આપવાનો નિશ્ચય થયો અને તેનું સંપાદનકાર્ય અનેક યશસ્વી ગ્રંથોના લેખક તથા જૈન તત્ત્વના સૂક્ષ્મ અભ્યાસી સાહિત્યવારિધિ શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહને સોંપવામાં આવ્યું તેમણે જૈન સાહિત્ય વિકાસમંડળ વિલેપાર્લે-મુંબઈ તરફથી પ્રકટ થનાર નમસ્કારનાં પુસ્તક અંગે ઘણું સંશોધન કરેલું હતું અને સંસ્થા તરફથી દક્ષિણ પૂર્વ તથા મધ્ય ભારતનો ખાસ આ કામ માટે જ પ્રવાસ કરેલો હતો એટલે તેમણે આ વ્યાખ્યાનોનું સુંદર સંપાદન કર્યું અને જરૂરી નોંધો વગેરેથી પુસ્તકને શોભાવ્યું

જેમ નમસ્કાર એ નવ પદોની સુંદર રચના છે તેમ આ પુસ્તક નવ વ્યાખ્યાનોની સુંદર રચના છે તેના પહેલા વ્યાખ્યાનમાં નમસ્કારને જિનશાસનનો સાર જણાવી અનેક પ્રશ્નોના સમાધાનપૂર્વક તેનાં મંગળત્વને સિદ્ધ કરવામાં આવ્યું છે બીજા અને ત્રીજા વ્યાખ્યાનમાં નમસ્કારનો અત્યંત પ્રભાવ દર્શાવવામાં આવ્યો છે અને તેનું હેતુ તથા કથાદ્વારા સુંદર સમર્થન કરવામાં આવ્યું છે ઉપરાંત મરણસમયે નમસ્કારમંત્ર શા માટે અને કેવી રીતે સંભળાવવો જોઈએ તે પણ સારી રીતે દર્શાવવામાં આવ્યું છે ચોથા વ્યાખ્યાનમાં શાસ્ત્રનાં અનેક પ્રમાણો આપી નમસ્કારમંત્ર અનાદિ કાળનો છે એ

સિદ્ધ કરવામા આ યુ છે પાચમુ અને છઠ્ઠુ વ્યાખ્યાન નમસ્કારનુ નિત્યત્વ એટલે ત્રિકાલવર્તીપણુ સિદ્ધ કરવા માટે અપાયુ છે અને તે અંગે કેટલાક વિદ્વાનો તરફથી જે વિચિત્ર દલીલો રજૂ કરવામાં આવે છે, તેનુ પ્રબળ ખડન કરવામાં આ યુ છે નમસ્કારનુ નિત્યત્વ સિદ્ધ કરવા માટે આટલુ વિવેચન આધુનિક કોઈ પણ ગ્રથમાં પ્રકટ થયેલુ નથી સાતમા વ્યાખ્યાનમા નમસ્કારનાં બાહ્યસ્વરૂપની ચર્ચા કરવામાં આવી છે અને તેનાં પદ-સપદા-અક્ષરમાન વગેરે ઉપર ઘણો પ્રકાશ પાડવામાં આવ્યો છે આઠમુ વ્યાખ્યાન નમસ્કારના આંતરિક સ્વરૂપ વિષે અપાયુ છે, એટલે તેમા નમસ્કારના અર્થ-ભાવ-રહસ્યને લગતી અનેક બાબતો રજૂ કરવામા આવી છે અને નવમુ અથવા છેલ્લુ વ્યાખ્યાન નમસ્કારની આરાધના પર અપાયુ છે, એટલે તેમા સર્વે વ્યાખ્યાનોનાં નીચોડ ઉપરાંત જપના વિવિધ પ્રકારો પર પુષ્કળ પ્રકાશ ફેંકવામાં આવ્યો છે

અમે એમ માનીએ છીએ કે આ પુસ્તક એકવાર વાંચવાનુ શરૂ કર્યા પછી તેને નીચે મૂકવાનુ મન નહિ જ થાય તત્ત્વજિજ્ઞાસુ ઓનુ એ પવિત્ર કર્તવ્ય છે કે તેઓ આ પુસ્તકને બરાબર વાચે-વિચારે અને તેનો મિત્રમડળ તથા અન્ય જિજ્ઞાસુઓમાં પૂરતો પ્રચાર કરે

આ પુસ્તકના પ્રારભમાં પૂજ્ય આચાર્યદેવની સ ૨૦૧૩ થી સ ૨૦૧૭ સુધીનો પ્રવૃત્તિનો જે હેવાલ જોડવામાં આવ્યો છે તે શાસનપ્રભાવના માટે તેઓશ્રી તરફથી થઈ રહેલા સતત પુરુષાર્થની ઝાખી કરાવે છે અને પ્રગતિવાંછુઓને એક નવુ જ માર્ગદર્શન આપે છે

જિનશાસનનો સર્વત્ર જય હો, એવી મગલ કામના સાથે અમે અમારુ આ પ્રકાશકીય નિવેદન પૂર્ણ કરીએ છીએ

—પ્રકાશક

# ધર્મપ્રભાવના

## (વિ સંવત્ ૨૦૧૩ થી ૨૦૧૭)

### (૧) રાજનગરના આંગણે—

પરમ શાસનપ્રભાવક વ્યાખ્યાનવાચસ્પતિ પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રભાવક દક્ષિણ દેશોદ્ધારક પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે ફેરના ૭ વર્ષ દરમ્યાન મહારાષ્ટ્ર-કર્ણાટક-તામિલનાડ અને આંધ્રપ્રદેશ વિગેરે સ્થળે વિચરી જવલંત, અજોડ અને અસાધારણ જૈન શાસનની જે પરમ પ્રભાવના કરી છે, એ વાત જગપ્રસિદ્ધ છે અને એને 'દક્ષિણમાં દિવ્ય પ્રકાશ' નામના વિશાળ કાવ્ય-ગ્રન્થમાં ગૂંથી જનતા સમક્ષ રજૂ કરવામાં આવી છે દક્ષિણની દિવ્ય યાત્રા પૂર્ણ કરી તેઓશ્રી મુંબઈ-દાદર વિ સં ૨૦૧૩ માં પધાર્યા આ ચાતુર્માસમાં પણ ધર્મપ્રભાવનાના અજોડ કાર્યો થયાં આચાર્યશ્રીનાં તાત્વિક વ્યાખ્યાનોમાં ઉમટતી માનવમેદની મુનિશ્રી કીર્તિ-વિજયજી મહારાજનાં કાવ્યમય પ્રવચનોની મધુરી ધૂન ૩૦ હજાર રૂપિયાનાં ખર્ચે પ્રકાશિત થએલ વિવિધ ભાષાનું સાહિત્ય, દક્ષિણમાં દિવ્ય પ્રકાશાર્થે શતાવધાનનો ભવ્ય સમારંભ, તેમજ સાહિત્યપ્રદર્શન આ નિમિત્તે યોજાયેલ ત્રણ દિવસનો અદ્ભૂત કાર્યક્રમ અને સર્વત્ર પ્રસરેલી-સુમધુર સુવાસ અને છેવટે શ્રી વર્ધમાન તપખાતાનું ઉદ્ઘાટન વિ કાર્યો થયાં હતાં ત્યાર બાદ રાજનગરનાં આંગણે મુનિ સમેલન ભરાતું હોઈ તરતમાં તે તરફ પ્રયાણ થયું હતું સર્વત્ર ગુરુ-શિષ્યના પ્રવચનો અને જાહેર વ્યાખ્યાનો યોજાતાં હતાં માનવમહેરા

મણનુ તો પૂછવુ જ શું ? શીતળ અને મધુર જળથી ભરેલાં સરોવરમાં પાણી પીવા માટે કઈ પક્ષીઓને આમંત્રણ આપવુ પડતુ નથી એમ દરેક સ્થળે જૈનો અને જૈનેતરો પ્રવચનો શ્રવણ કરવા પછી મોટી સખ્યામાં ઉમટતા હતા રાજનગરમાં પધારતાં તેઓશ્રીનુ ભવ્ય સ્વાગત કરવામાં આવ્યુ હતુ સેંકડો સાધુ-સાધ્વીઓ તેમજ ભાવિકો મોટી સખ્યામા નજરે પડતા હતા પૂ ગુરુદેવ જ્ઞાનમંદિરમાં બિરાજતા હતા ત્યાં તેઓશ્રીના દર્શન-વંદનનો લ્હાવો પછી સાક્ષ મળ્યો હતો તેમજ પૂ ગુરુદેવનુ કૃશ શરીર નિહાળતાં શિષ્યનાં હૈયા ગદગદાં બની જાય એ સ્વાભાવિક હતુ અહીંઆ પણ તેમજ બન્યુ પૂ આપજી મહારાજની એ ઇચ્છા હતી કે કોઈ પણ સમર્થ વક્તાની હાજરી વિદ્યાશાળામાં હોવી જોઈએ તેથી પૂ ગુરુદેવે વિદ્યાશાળામાં જવા આજ્ઞા આપી ત્યાં પૂ વયોવૃદ્ધ આપજી મહારાજનાં દર્શન-વંદનનો લાભ મળ્યો ત્યા દરરોજ પૂ આચાર્યદેવના આત્માદિ તાત્વિક વિષયો પર પ્રવચનો થતા હતાં આ પ્રવચનો સાભળવા એટલે જીવનનો એક લ્હાવો લેવા બરાબર હતુ સમજાવવાની રસપ્રદ શૈલિ વિષયની છણાવટ, બારીકમા બારીક વિષયને પણ સાદી સરળ ભાષામાં રજૂ કરવાની અનોખી કળા હોઈ શ્રોતાજનો દિગ્મૂઢ બની જતા હતા ચૈત્ર સુદ ૩ રવિવારે બપોરે મુનિરાજ શ્રી પ્રીતિવિજયજી મહારાજનુ કાવ્યમય શૈલિમાં પ્રથમ પ્રવચન વિદ્યાશાળામાં જ ગોઠવાયુ હતુ પ્રવચનની શરૂઆતથીજ જનસમૂહ ખીચોખીચ ભરાઈ ગયો હતો મુનિરાજશ્રીની શૈલિ સૌ કરતાં અનોખી છે અને એમને સાંભળવા હજારોની સખ્યામા માનવસમુદાય સ્થળે-સ્થળે એકત્રિત થાય છે એમ શ્રમણસમુદાયે પણ સાંભળેલુ જૈયો આજનાં આ પ્રવચનમાં ખાસ કરીને પૂ આચાર્ય શ્રી વિજયજબુસૂરીશ્વરજી પૂ આ શ્રી ભુવનસૂરીશ્વરજી પૂ ઉપાધ્યાય તવિજયજી ગણિ પૂ પં શ્રી ભદ્રંકરવિજયજી ગણિ, પૂ પં શ્રી વિક્રમવિજયજી ગણિ પૂ પં શ્રી ચિદાનંદવિજયજી ગણિ, પં શ્રી વર્ધમાનવિજયજી ગણિ પૂ મુનિરાજશ્રી ભાનુકરવિજયજી મહારાજ

અને જનતાને ભક્તિરસમાં તલ્લીન બનાવી દીધી હતી. આમ રાજનગરની સ્થિરતા દરમ્યાન અત્યંત ધર્મપ્રભાવના થવા પામી હતી. સાહિત્યનો પ્રચાર પણ વ્યવસ્થિત થયું જ હતો. આ રીતે રાજનગરમાં સુંદર સુવાસી પાથરી ગુરુદેવે ત્યાંથી વિહાર કર્યો હતો. એ દૃશ્ય પણ અનોખું હતું. હજારો સ્ત્રીપુરુષો ગુરુદેવનો વાસક્ષેપ લેવા પડાપડી કરતા હતા. વિદાયમાન આપવા જંગી માનવસમુદાય એકત્રિત થયો હતો. આ દૃશ્ય પણ ભલભલાને આશ્ચર્યમુગ્ધ બનાવે તેવું હતું. સૌ ગુરુદેવનું માંગલિક સાંભળી પાછા ફર્યાં હતા. ત્યાંથી ક્રમશઃ માતર પધાર્યા હતા, જ્યાં વિશાળશાળાના ટ્રસ્ટીઓએ તરફથી પૂજા-ભાવના અને સાધર્મિકવાત્સલ્ય થયું હતું. સેંકડો સ્ત્રીપુરુષો અમદાવાદથી ખાસ આ પ્રસંગે આવી ચડ્યા હતા. ત્યાંથી ગામડાંઓમાં વિહાર થયો હતો. સર્વત્ર જાહેર વ્યાખ્યાનો યોજાયાં હતા અને જૈન-જૈનેતર સમુદાય વિપુલ પ્રમાણમાં ઉપસ્થિત થતો હતો. એટલું જ નહિ પણ ગુરુ-શિષ્યના વ્યાખ્યાનોનો ખૂબ જ પ્રભાવ પડતો હતો.

(૭) સુબઈ કોટમાં ચાતુર્માસ—

રાજનગરથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા અને સુંદર ધર્મપ્રભાવના કરતા ગુરુદેવ સરવાગત સુરત પધાર્યા. ત્યાં તેઓશ્રીનાં વ્યાખ્યાનો અને જાહેર વ્યાખ્યાનો ગોઠવાયાં. ચૈત્ર સુ. ૧૩ ના ભગવાન મહાવીરદેવના જન્મકલ્યાણકની ભવ્ય ઉજવણી બેસન્ટ હૉલમાં પૂ. ગુરુદેવની અધ્યક્ષતામાં સુરતના સમસ્ત જૈનોએ સાથે મળીને ઉજવી હતી. ત્યાં એક દિગંબર વિદ્વાને કહ્યું કે છેલ્લા ૫૦ વર્ષમાં પ્રથમ જ વાર આજે આ ભવ્ય પ્રસંગ હું જોઈ રહ્યો છું. ચૈત્ર વદ ૨ ના વડાચૌટાના સંઘની વિનંતિને માન આપી, પૂ. મહારાજશ્રી વાજતે-ગાજતે વડાચૌટા પધાર્યા અને ત્યાં ત્રણ દિવસની સ્થિરતામાં જંગી મેદની જામી હતી. આ પ્રસંગે મુનિરાજશ્રી પૂર્ણભદ્રવિજયજી મહારાજશ્રીના સંસારી મામા મંગળદાસ ઘેલાભાઈ તથા તેમના સંસારી મામી રૂખમણી

ભ્રહેન ફતેચંદ વગેરેએ પ્રભાવનાદિ કાર્યોમાં સારો લાભ લીધો હતો ત્યાં કોટા શ્રીસંઘના આગેવાનો ચાતુર્માસાર્થે વિનંતિ માટે આવ્યા હતા ગુરુદેવે પોતાના ગુરુદેવ તે અવસરે વાપી બિરાજતા હતા ત્યાં જવા સૂચન કર્યું અને કહ્યું કે ગુરુદેવની આજ્ઞા હશે તો ત્યાં ચાતુર્માસ થશે. પરમ ગુરુદેવે આજ્ઞા આપી અને પૂ આચાર્યદેવ વિહરતા વિચરતા અગાસી પધાર્યા ત્યાં મુંબઈ તેમજ કોટના સંકડો ભાઈઓ દર્શનાર્થે આવ્યા હતા ત્યાંથી ક્રમશઃ સ્વાગત દાદર પધાર્યા અને પૂ ગુરુદેવની નિશ્રામાં થોડા દિવસ સ્થિરતા કરી તેઓ શ્રી ભવ્ય સ્વાગત સહ કોટમાં ચાતુર્માસ અર્થે પધાર્યા કોટમાં પૂ આચાર્યશ્રીના પ્રભાવ શાળી પ્રવચનો શ્રવણ કરવા દૂર-દૂર થી ઘણી મોટી સંખ્યામાં જનમેદની જમા થતી હતી દર-રવિવારે શતાવધાની મુનિશ્રી કીર્તિવિજયજી મહારાજના કાવ્યમય જાહેર વ્યાખ્યાનો થતા હતા આ વ્યાખ્યાનો શ્રવણ કરવા ચોમેરથી હજારો સ્ત્રીપુરુષો જમા થતા હતા અને ખૂબ જ પ્રભાવિત થતા હતા કોટના આ ચાતુર્માસમાં ગુરુ-શિષ્યના વ્યાખ્યાનોમાં જે જનમેદની જમા થતી હતી તે અજોડ હતી, એટલું જ નહિ પણ જનતા એકી અવાજે કહેતી હતી કે આવી માનવમેદની ક્યારેય જોવામાં આવી નથી શેઠ ચુનીલાલ કેશરજીએ એક વખત પોતાના વક્તવ્યમાં જણાવ્યુ હતું કે છેલ્લા ૫૦ વર્ષમાં આટલું માણસ કદી જોવામાં આવ્યુ નથી

ધાર્મિક શિક્ષણસંઘના ઉપક્રમે ભાતબજારની બે હાઈસ્કૂલો, અગાસીગેટની હાઈસ્કૂલ આશું પતાનાન વગેરે સ્કૂલોમાં હજારો વિદ્યાર્થીઓ સમક્ષ મુનિશ્રી કીર્તિવિજયજીના વિદ્યાર્થી-જીવન ઉપર પ્રવચનો થતાં હતા સધર્મિભાઈઓ માટે ગુરુદેવે પ્રેરણા કરી ત્યાં તરત જ છ હજાર જેટલી રકમ ટપોટપ ભરાઈ ગઈ અને જેનો તાત્કાલિક ઉપયોગ શ્રી સંઘે કર્યો હતો પૂ મુનિરાજશ્રી ભાસ્કરવિજયજી મહારાજ મુનિશ્રી કીર્તિવિજયજીના યોગોદ્વહન ચાલતા હોઈ ક્રિયા કરાવવા માટે ખાસ

કોટમાં સંઘે આવ્યા હતા કે ટમાંથી પ્રથમ જ વાર વાજતે-ગાજતે મુંબઈના જિનમંદિરોના દર્શનાર્થે ચૈત્યપરિપાટી નીકળી હતી સર્વત્ર પ્રવચનો અને પ્રભાવનાઓ હતી ૯ની શ્રી મિષ્ટાન્નચંદ્ર મતિલાલ ઝવેરીએ આ પ્રસંગે સારો લાભ લીધો હતો શ્રા બાબુભાઈ હીરાલાલ તરફથી શ્રી અષ્ટાપદજીની પૂજા ભણાવવામાં આવતાં લગભગ ૧૫૦૦ સ્ત્રીપુરુષોએ લાભ લીધો હતો આ પ્રસંગ પણ ઓરતાજ યાદગાર બની ગયા હતો પૂ. બાપજી મહારાજના સ્વર્ગવાસનિમિત્તે અઠ્ઠાઈ-મહોત્સવ તથા શાંતિસ્નાત્ર ભણાવવાનું નિમિત્ત થતાં શ્રીસંઘે પરમ ગુરુદેવ શ્રી વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજને વિનંતિ કરી અને તેઓશ્રી વિશાળ સમુદાય સાથે સસ્વાગત અત્રે પધાર્યા અને ભારે ધામધૂમથી ઉત્સવ ઉજવાયો પ્લેઝેન્ટ પેલેસમાં બાબુભાઈને ત્યાં ચાતુર્માસ પરિવર્તન થયું હતું

જૈન ધર્મના પ્રચારાર્થે વિપુલ સાહિત્યનિર્માણ અને પ્રચાર જુદાં જુદાં પર્વોની ભવ્ય ઉજવણી અને પ્રભાવનાઓ તેમજ સેંકડો સ્ત્રીપુરુષોએ વિવિધ પ્રતિજ્ઞાઓ લીધી હતી અનેક નવયુવાનો અને જૈનેતરોએ પણ સારો લાભ લીધો હતો દેવકરણ મેન્શનમાં ગુરુશિષ્યનાં જાહેર વ્યાખ્યાનો યોજાયાં હતાં અને હજારો સ્ત્રીપુરુષોની જંગીમેદની ઉમટી હતી પર્યુષણા પર્વ માટે ખાસ આગ્રહથી મુનિરાજ શ્રીકીર્તિવિજયજી આદિને ત્યાં મોકલ્યા હતા આ વર્ષનાં પર્યુષણ પર્વ પણ યાદગાર બની ગયાં હતાં હજારો માણસોએ ખૂબ શાન્તિપૂર્વક પ્રવચનો સાંભળ્યાં હતાં ધાર્મિક ઉછામણી પણ ઘણી સારી થઈ હતી આ વર્ષે તપસ્યાનિમિત્તે ભારે ધામધૂમથી રથયાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો અને અપૂર્વ શાસનપ્રભાવના થવા પામી હતી પૂ. બાપજી મહારાજના સ્વર્ગવાસનિમિત્તે પંચકલ્યાણકમહોત્સવ ઉજવાયો હતો તેમાં અષ્ટાપદજીની પૂજામાં ભારે રંગ જામ્યો હતો મુનિશ્રીએ સવિસ્તર ઇતિહાસ રસપ્રદ શૈલિથી કહી સંભળાવ્યો હતો તા ૨૦-૧૨-૫૮ રવિવારે શેઠ ચુનીભાઈ ચીમનલાલ શેરદલાલની

વિનતિ સ્વીકારી તેઓશ્રી મરીનડ્રાઈવ ભવ્ય સ્વાગતપૂર્વક પધાર્યા હતા જનતાનો ઉત્સાહ અમાપ હતો ગુરુ શિષ્યના સવાર-બપોર બે જાહેર પ્રવચન થતાં હતા હજારો શ્રોતાઓ તેનો લાભ લેતી હતી અને વખત પ્રભાવના થઈ હતી મુંબઈના આગેવાનોની હાજરી ખાસ ધ્યાન ખેંચનારી હતી આ પ્રમાણે કોટનું ચાતુર્માસ ખૂબ જ યાદગાર બની ગયું હતું ત્યાર બાદ થોડા દિવસ લાલબાગ-ભૂલેશ્વરના ભાવિકોની વિનતિ સ્વીકારી ત્યાં પધાર્યા હતા રોજના પ્રવચનોમાં જનતાનું પૂર જ શું ? સ્નગે પણ ઉભરાઈ આવ્યા આ રીતે સુંદર ધર્મ પ્રભાવના કરતા તેઓશ્રી પૂ. ગુરુદેવની પાવન છાયામાં હાજર પણ હતા

(૩) મુલુંડમાં મહોત્સવ—

કા. સુ. ૩ ની વરસગાંઠ ઉપર શ્રી સંઘની વિનતિ સ્વીકારી તેઓશ્રી સપરિવાર દાદરથી વિહાર કરી મુલુંડ પધાર્યા હતા ત્યાં પૂજા પ્રભાવના અને ગુરુ શિષ્યોના પ્રવચનો થતાં પ્રજા રાગી-ત્યાગી બની ગઈ હતી. શ્રી સંઘે આગામી ચાતુર્માસની વિનતિ કરી હતી વિહારમાં સ્થળે સ્થળે જનતા સારી રીતે વ્યાખ્યાન આદિનો લાભ લેતી હતી ત્યાંથી તેઓશ્રી દાદર થઈ મલાડ પધાર્યા હતા

(૪) દ્વાદશાર-નયચક્રનો પ્રકાશન-સમારંભ—

તા. ૨૭-૩-૬૦ રવિવારે સવારે દાદર મુકામે એન્ગોનીયા હાર્ટિકલ્ચરના હૉલમાં પૂ. આચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી શ્રી દ્વાદશાર-નયચક્ર ગ્રંથનો પ્રકાશનવિધિનો ભવ્ય સમારંભ વ્યાખ્યાનવાચસ્પતિ પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજના નેતૃત્વમાં ઉજવાતાં ભારતના ઉપરાષ્ટ્રપતિ શ્રી રાધાકૃષ્ણને તેનું ઉદ્ઘાટન કર્યું હતું મુંબઈના ગવર્નર શ્રી શ્રીપ્રકાશ અતિથિવિશેષ તરીકે પધાર્યા હતા ઉપરાષ્ટ્રપતિજી શ્રી શ્રીપ્રકાશ અને પૂ. ગુરુદેવોના પ્રભાવશાળી પ્રવચનો થયાં હતાં

પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજે પોતાની વૃદ્ધવય હોવા છતાં-૧૪-૧૪ વર્ષના પરિશ્રમે તેનું સંશોધન કરી આ ગ્રંથ તૈયાર કર્યો હતો. આ પ્રસંગે મુંબઈના પ્રતિષ્ઠિત અનેક આગેવાનો રાજદ્વારી નેતાઓ અને પ્રખર પંડિતોની હાજરી ખાસ નોંધપાત્ર હતી. શેઠ દામજી જેશાભાઈ તથા શ૦ પ થી ધીરજ લાલ ટોકરશી શાહે તેમજ અન્ય ભાવિકોએ આ પ્રસંગને દીપાવવા ભારી જહેમત ઉઠાવી હતી. પૂ. પં. શ્રી વિક્રમવિજયજી ગણિ. મુનિ શ્રી ભાસ્કરવિજયજી તથા મુનિ શ્રીકીર્તિવિજયજીએ આ કાર્યને શોભાવવા સુંદર સેવા આપી હતી. ગ્રંથપ્રકાશનનો આ સમારંભ એક ઐતિહાસિક પ્રસંગ લેખી શકાય તેવો ચિરસ્મરણીય બની ગયો હતો.

## (૫) પંન્યાસપદપ્રદાન—

પૂ. મુનિરાજશ્રી કીર્તિવિજયજી મહારાજને ઘણા વખતથી પંન્યાસ પદ પ્રદાન કરવાની અનેક શ્રીસંઘોની ઈચ્છા હતી, પણ તેમણે ભગવતીજીના યોગોદ્વહન કર્યો નહોતા. આ વખતે પૂ. પા. પરમ ગુરુદેવ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજે વિ. સં. ૨૦૧૬ પોષ સુદ ૧૩ ના મંગળ પ્રભાતે શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિરમાં તેમને શ્રી ભગવતીજીના યોગમાં પ્રવેશ કરાવ્યો. પૂ. પંન્યાસજી શ્રી વિક્રમવિજયજી ગણિવર ખૂબ લાગણીથી ક્રિયા કરાવતા હતા. આ અરસામાં મહાડ શ્રીસંઘનો ચૈત્રી ઓળી માટે ખૂબ જ આગ્રહ થતાં પૂ. ગુરુદેવ મહાડ પધાર્યા. ત્યાં તેઓશ્રી તેમજ મુનિશ્રી કીર્તિવિજયજીનાં પ્રવચનોમાં જનતાની જંગી મેદની જમા થતી હતી. મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજને વૈશાખ સુ. ૧૩ ના ગણિપંન્યાસપદ પ્રદાન કરવાના છે, આ વાતની જાણ શ્રીસંઘને થતાં શ્રીસંઘે પદવી અત્રે અપાય તે માટે ખૂબ જ આગ્રહ કર્યો. દાદરમાં પરમ ગુરુદેવને ચાર ચાર વાર વિનંતિ કરી, જેથી પંન્યાસપદવી મહાડ આપવાનું નક્કી થયું. આ પ્રસંગે વ્યાખ્યાનવાચસ્પતિ પરમ ગુરુદેવ શ્રીમદ્

વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજ, પૂ. ઉપાધ્યાયજી જયંતવિજયજી મ. પૂ. પં. શ્રી નવીનવિજયજી ગણિ, પૂ. પં. શ્રી વિક્રમવિજયજી ગણિ આદિ વિશાળ પરિવાર સાથે દાદરથી વિહાર કરી સ્વાગત મલાડ પધાર્યા. પન્યાસપદપ્રદાનમહોત્સવનો પ્રારંભ વૈ. સુદ ૬ થી થના પ્રતિદિન વિવિધ પૂજાઓ ભણાવાની હતી. શ્રી પાર્શ્વનાથજી ચાંતિનાલ શાહ, દેવેન્દ્રવિજય, નગીનલાલ નવસારીવાળા વગેરેએ પૂજા ભાવનામાં ખૂબ જ રંગત જમાવી હતી. સુ. ૧૨ ના ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. બેબે ૩ બે રથ અને હજારો સ્ત્રીપુરુષો મુંબઈ તેમજ પરાઓમાંથી ઉતરી પડયા હતા. વરઘોડાની લગભગ ૫૦૦ મણની ઉપજ થઈ હતી અને શ્રીસંઘ તરફથી સાધુની પ્રભાવના થઈ હતી. વૈશાખ સુ. ૧૩ ની રવિવારે પૂ. પા. પરમ ગુરુદેવે નાણ સમય મુનિશ્રીને ગણિ-પન્યાસપદ અર્પણ કર્યું હતું. આ પ્રસંગે ૪-૫ હજાર સ્ત્રીપુરુષોની ભવ્ય મેદની જમા થઈ હતી. સોમવારનો દિવસ હોવા છતાં આટલી મોટી માનવમેદની નિહાળતાં સૌને ભારે આશ્ચર્ય થતું હતું. નૂતન પન્યાસજીને ભાવિકોએ સપ્વાગધ કામળી ઓઢાડી હતી. આ કાર્યક્રમે લગભગ ૧૫ ૨૦ મિનિટ લીધી હતી. એટલી મોટી સંખ્યા વહોરાવનારાઓની હતી. આ પ્રસંગે શેઠ રમણલાલ દલસુખભાઈ શ્રોફ, શેઠ દામજી જેઠાભાઈ, શેઠ રતીલાલ નાણાવટી, શેઠ હીરાલાલજી શાહ, શેઠ બાબુભાઈ છગનલાલ શ્રોફ, શેઠ કાંતિલાલ કેશવલાલ સઘરી, શેઠ બિપીનચંદ્ર કાંતિલાલ ઝવેરી, શેઠ ચીનુભાઈ ચીમનલાલ શેરદલાલ, શેઠ ગુલાબચંદ કુવરચંદ-કોટ, થનાવઘાની પંડિત ધીરજલાલ ટોકરશી શાહ, શેઠ ઓદેયરભાઈ મંગળજી, શેઠ કુંવરજી મોહનલાલ-દાદર, શ્રી ચંદ્રભાઈ એડવોકેટ બેરીસ્ટર બચુભાઈ, શેઠ જશરાજજી-એમ.નોર, શેઠ બાબુભાઈ ભોગીલાલ-નવસારી, રસીકલાલ ચુનીલાલ કાપડીઆ, શેઠ પ્રવીણચંદ્ર મુગચંદ ગુલાબચંદ, શેઠ ચીનુભાઈ મોદી, શેઠ પનાલાલ નાગરદાસ, શેઠ સુવર્ણકુમાર અમૃતલાલ, મલાડના આગેવાન ગૃહસ્થો વિગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચનારી હતી. પૂ. ગુરુદેવોએ નૂતન પં. શ્રીને

જિનશિશા તેમજ વધુ ને વધુ શાસનપ્રભાવના કરો એવા મંગળ આશીર્વાદ આપ્યા હતા નૂતન પન્યાસજીએ ઓજસ્વી શૈલિમાં સુંદર પ્રવચન કર્યું હતું આજે સકળ સંઘનું સાધર્મિકવાત્સલ્ય હતુ, જેનો ૪-૫ હજાર સ્ત્રીપુરુષોએ લાભ લીધો હતો બપોરે શાંતિસ્નાત્ર ભણાવાયુ હતુ રાજ પ્રભાવનાઓ તેમજ પ્રભુજીને અવનવી અંગ-રચનાઓ રચાવાતી હતી આ પ્રસંગે એક ભવ્ય અને વિશાળ મંડપ ઊભો કરાયો આવ્યો હતો જેને ધજા-પતાકા-તોરણો અને બોર્ડી વિ થી આકર્ષક રીતે શણગારાયો હતો અને સકડો રંગબેરંગી લાઈટો ઝગમગી રહી હતી આ પ્રસંગે દૂર-દૂરથી સખ્યાબંધ ભાવિકો આવી પહોંચ્યા હતા શેઠ હસરાજજી માડજી આ પ્રસંગે સારો લાભ લીધો હતો ખભાતથી મુનિશ્રીના સંસારી ભાઈબહેન ભાનુભાઈ ખીમડાર બહેન વિ ખાસ આવ્યા હતા તેમજ દેશદેશાવરથી સખ્યાબંધ શુભેચ્છાના તારો પત્રો અને સંદેશાઓ આવ્યા હતા શેઠ રતીલાલ રામચંદ્ર આદિ આગેવાનોએ તેમજ અન્ય ભાવિકોએ ભારે જહેમત C ની આ પ્રસંગને ખૂબ જ દીપાવ્યો હતો એકંદર મભાડના ઈતિહાસમાં અવનત યાદગાર રીતે પ પ્રદાનનો આ ભવ્ય સમારંભ ઉજવાયો હતો

## (૬) પિલવાવામાં ચાતુર્માસ—

વિ. ૨૦૧૬ના ચાતુર્માસ માટે ૪-૫ સ્થળની આગ્રહભરી વિનતિઓ હતી પણ પીનાપાનોના સંઘના પ્રબળ પુણ્યપ્રભાવ અને તેમના વધુ આગ્રહના લીધે તેમજ શેઠ રતીલાલ નાણાવટીની ખાસ આગ્રહભરી વિનતિ હોઈ પૂ. ગુરુદેવે-આચાર્યશ્રી વિજયનન્દનસૂરીશ્વરજી મહારાજને ત્યા ચાતુર્માસ કરવા આજ્ઞા આપી જેથી તેઓશ્રી ચાતુર્માસાર્થ પાવો પધારતાં શ્રીસંઘે ભારે ઉમળકાથી સામૈયુ કર્યુ હતુ ગુરુદેવની અમૃત ધારાસમી દેશના શ્રવણ કરવા માટે જેમ સાકર ની ચારે બાજુ કીડીયારુ ઉભરાય તેમ જનમેદની ઉભરાવા લાગી સંઘની





વિ સં ૨૦૧૬ આસો વદ ૫ની બપોરે સરના સર્જન હાઈસ્કૂલના હોલમાં પૂ આચાર્ય દેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે ' વિશ્વશાંતિ ' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપ્યું હતું તસ્વીરમાં મુંબઈના મેયર શ્રી વિષ્ણુપ્રસાદ દેસાઈ શ્રીયુત રતીલાલ નાણાવટી વગેરે પ્રતિષ્ઠિત ગૃહસ્થો આગની હરોળમાં દેખાઈ રહ્યા છે



વિ સ ૨૦૧૬ વૈશાખ સુદ ૧૩ની મંગળપ્રભાતે મનાડ ખાતે પરમગુરુદેવ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ મુનિરાજ શ્રી કીર્તિવિજયજીને ગણિપન્યાસપદ અર્પણ કરતાં વાસક્ષેપ નાખી રહ્યા છે બાજુમાં પૂ. આચાર્યશ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ તથા પૂ. ઉપાધ્યાયજી શ્રી જયંતવિજયજીગણિ વગેરે તસ્વીરમાં નજરે પડે છે

શ્રી ભગવતીજી સૂત્ર શ્રવણ કરવાની ઈચ્છા થતાં વંચાવવાનો લાભ શેઠ કસ્તુરચંદ રૂપચંદે લીધો હતો. તેમને ત્યાં રાત્રિજાગરણ થયું હતું. શાંતિલાલ શાહ આવ્યા હતા અને શ્રીફળની પ્રભાવના થઈ હતી. બીજા દિવસે તેમના તરફથી ધામધૂમપૂર્વક વરઘોડો ચઢ્યો હતો. ૧૩૫ મણ ઘીની ઉછામણી બોલી શેઠ વિઠ્ઠલભાઈ મગનલાલે સૂત્ર વહોરાવવાનો લાભ લીધો હતો. જ્યારે શેઠ ભોગીલાલે ૪૨ મણની ઉછામણી બોલી જૈન રામાયણ વહોરાવી હતી. ૩૦ મણ ઘીની ઉછામણી બોલી શેઠ કસ્તુરચંદ સરૂપચંદે પ્રથમ જ્ઞાનપૂજન કીધી કર્યું હતું. છેવટે બન્ને ભાઈઓ તરફથી પ્રભાવનાઓ થઈ હતી. સૂરીશ્વરજીની સમજાવવાની અદ્‌ભૂત શૈલિથી શ્રોતાજનાની ભારે ભીડ જામતી હતી. પ. શ્રીપ્રીતિવિજયજી મહારાજને યોગ ચાલતા હોઈ થોડો વખત અત્રે સ્થિરતા થતા તેમના બે જાહેર પ્રવચનો સરદાર-સંમેલનમાં અને બે સાધનાશ્રમમાં થયાં હતાં. મહુડો હોય ત્યાં મધમાખીઓને આમંત્રણ આપવું પડતું નથી તેમ જનસમુદાયે પણ આ વ્યાખ્યાનોનો અદ્‌ભૂત રસ ચાખ્યો હતો અને અનોખું આકર્ષણ થયું હતું. નવકાર મંત્રનો તપ, પચરંગી તપ વગેરે તપો થયાં હતાં. પર્યુષણ પર્વની ભવ્ય ઉજવણી થઈ હતી. તપસ્વી મુનિશ્રી વિનયવિજયજીએ ૪૮ ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી. આવી ઉગ્ર તપશ્ચર્યામાં પણ અપૂર્વ સમતાભાવ અને અપ્રમત્તતા નિહાળી સૌનાં હૈયાં નમી પડતાં હતાં. તે નિમિત્તે શ્રી સંઘે મોટા દહેરાસરે અઠ્ઠાઈ મહોત્સવ, શાંતિસ્નાત્ર અને સંઘજમણ કર્યું હતું. અષ્ટાપદજીની ભવ્ય પૂજા, જળયાત્રાનો ભવ્ય વરઘોડો, વિશાળ મંડપ, ગરબાઓ, ભાવનાઓ વિ. થી ઉત્સવ રોનકદાર ઉજવાયો હતો. શેઠ અંબાલાલ મોહનલાલને ત્યાં તેમજ ધન્યકુમાર સરૂપચંદને ત્યાં વાજતે-ગાજતે સૂરિદેવની પધરામણી થઈ હતી અને પ્રભાવનાઓ થઈ હતી. શેઠ ચોથમલજીએ પર્યુષણ પર્વ ઉપર અઠ્ઠાઈની તપશ્ચર્યા કરી હતી. તેમના તરફથી સંવચ્છરીનાં પારણાં તથા નવકારશી થઈ હતી, તેમજ



વિ સં ૨૦૧૬ વૈશાખ સુદ ૧૩ ની મંગળપ્રભાતે મલાડ ખાતે પરમગુરુદેવ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ મુનિરાજ શ્રી કીર્તિવિજયજીને ગણિપદ-ન્યાસપદ અર્પણ કરતાં વાસક્ષેપ નાખી રહ્યા છે બાજુમાં પૂ આચાર્યશ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ તથા પૂ ઉપાધ્યાયજી શ્રી જયંતવિજયજીગણિ વગેરે તસ્વીરમા નજરે પડે છે

શ્રી ભગવતીજી સૂત્ર શ્રવણ કરવાની ઈચ્છા થતાં વચાવવાનો લાભ રૈ કસ્તુરચં. રૂપચંદે લીધો હતો તેમને ત્યાં રાત્રિજાગરણ થતુ હતુ શાંતિનાત્ર સાહ આવ્યા હતા અને શ્રીફળની પ્રભાવના થઈ હતી બીજા દિવસે તેમના તરફથી ધામધૂમપૂર્વક વરઘોડો ચ ઘે હતો ૧૩૫ મણ ઘીની ઉછામણી બોલી શેઠ છોટુભાઈ મગનલાલે સૂત્ર વહોરાવવાનો લાભ લીધો હતો જ્યારે શેઠ ભોગીલાલે ૪૧ મણની ઉછામણી બોલી જૈન રામાયણ વહોરાવી હતી ૭૦ મણ ઘીની ઉછામણી બોલી શેઠ કસ્તુરચંદ રૂપચંદે પ્રથમ જ્ઞાનપૂજન ગીનીથી કર્યું હતુ છે તે બ ને ભાઈઓ તરફથી પ્રભાવનાઓ થઈ હતી સૂરીશ્વરજીની સમજાવવાની અદ્ભૂત શૈલિથી શ્રોતાજનોની ભારે ભી જામતી હતી પ શ્રીશાંતિવિજયજી મહારાજને યોગ ચાલતા હો થોડો વખત અત્રે સ્થિરતા થતાં તેમનાં બે જાહેર પ્રવચનો સરતા- સર્જનમાં અને બે સાધનાશ્રમમાં થયાં હતાં મધુપૂડો હોય ત્ય મધમાખીઓને આમંત્રણ આપવુ પ તુ નથી તેમ જનસમુદાયે પણ આ વ્યાખ્યાનોનો અદ્ભૂત રસ ચાખ્યો હતો અને અનેરાનુ આકર્ષણ થતુ હતુ નવકાર મંત્રનો ત. પચરંગી તપ વગેરે તપો થયાં હતા પર્યુષણ પર્વની ભવ્ય ઉજવણી થઈ હતી તપસ્વી મુનિશ્રી વિનય વિજયજીએ ૪૮ ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી આવી ઉગ્ર તપશ્ચર્યામાં પણ અપૂર્વ સમભાવ અને અપ્રમત્તતા નિહાળી સૌન દૈયાં નમી પડતા હતાં તે નિમિત્તે શ્રી સંઘે મોટા દહેરાસરે અઠ્ઠાઈ મહોત્સવ, શાંતિસ્નાત્ર અને સમજમણુ કર્યું હતુ અષ્ટાપદજીની ભવ્ય પૂજા જળયાત્રાનો ભવ્ય વરઘોડો, વિશાળ મંડપ, ગવૈયાઓ ભાવનાઓ વિ થી ઉત્સવ રોનકદાર ઉજવાયો હતો શેઠ અમાલાલ મોહનલાલને ત્યાં તેમજ ધન્યકુમાર સરૂપચંદને ત્યાં વાજતે-ગાજતે સૂરિદેવની પધરામણી થઈ હતી અને પ્રભાવનાઓ થઈ હતી. શેઠ ચોથમલજીએ પર્યુષણ પર્વ ઉપર અઠ્ઠાઈની તપશ્ચર્યા કરી હતી તેમના તરફથી સંવચ્છરીનાં પારણાં તથા નવકારશી થઈ હતી, તેમજ શાંતા

ફળથી આનેના સંઘના જમણો લાભ પણ તેમણે જ લીધો હતો મુનિરાજશ્રી પૂર્ણાનંદવિજયજી તથા મુનિશ્રી પ્રસન્નચંદ્રવિજયજીએ વ્યાખ્યાનો આપ્યાં હતાં જનતા પ્રસન્ન થઈ ગઈ હતી મુનિશ્રી વિનયવિજયજીએ ૫૯ મી ઓળી તથા વયોવૃદ્ધ મુનિશ્રી નામે ઇંદ્રવિજયજીએ ૪૬ મી ઓળી, તેમજ મુનિશ્રી પૂર્ણાનંદવિજયજીએ ૨૦-૨૧ મો વર્ધમાન તપની ઓળીની આરાધના કરી હતી

શેઠ મોગીનાન જેઠાલાલની વિનતિ સ્વીકારી તેમને ત્યાં ચાતુર્માસ પરિવર્તન થયુ હતુ શ્રીસંઘની તેમણે ખૂબ ભાવભરી ભક્તિ કરી હતી અને પ્રભાવનાઓ કરી હતી બીજા દિવસે ગુરુ૨ાદિ ગુજરાતી મોસાયટીમાં વાજતે-ગાજતે પધાર્યા હતા અને ત્યાં પણ પ્રવચનોની ધૂમ મચી હતી, પ્રભાવનાઓ થઈ હતી અને અનેક ભાવિકો ધર્મના રંગે રંગાયા હતા

## જિનમંદિર અને ઉપાશ્રય

અંધેરીની સ્થિરતા દરમ્યાન ગુરુદેવની પ્રેરણાથી ધર્મપ્રભાવનાના વિવિધ કાર્યો થયાં હતાં ઉપરાંત અંધેરી શ્રી જિનમંદિર અને ઉપાશ્રયની જરૂરીઆત હોઈ ગુરુદેવે ઉપદેશ આપ્યો હતો અને શ્રીસંઘે એને ઝીલી લીધો હતો થોડા જ વખતમાં રૂપીયા સવાબે લાખ ટીપમાં ભરાઈ ગયા અને હજી પણ ટીપ ચાલુ છે શ્રીયુત રતીલાલ નાણાવટીએ પણો મોટો ફાળો આપ્યો છે એટલુંજ નહિ પણ તેઓ આ કાર્ય માટે અથાગ મહેનત કરી રહ્યા છે શેઠ ભાભાઈ ઘેનાભાઈએ પણ પોતાની કિંમતી જગા આપવાની ભારે ઉદારતા બતાવી છે

## જાહેર-વ્યાખ્યાન

'વિશ્વશાંતિ'એ વિષય ઉપર પૂ. ગુરુશ્રીએ સરલાસર્જનના હોલમાં એક જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ મુંબઈના મેયર શ્રીવિષ્ણુપ્રસાદ દેસાઈ તેમજ અન્ય આગેવાનો અને પ્રસિદ્ધ જૈનેતરોની હાજરી નોંધપાત્ર હતી

ગુજરાતી મોસાળગીથી વિહાર કરી – ધાટોપરના તપસ્વી પરમાનંદભાઈની વિનંતિ સ્વીકારી ગુરુદેવ શાનદાર સ્વાગતસહ ધાટકોપર પધાર્યા હતા અને એક દિવસમાં ગુરુ-શિષ્યનાં બે પ્રવચનો થતા ધાટકો પરની જનતા અતિ મુગ્ધ બની ગઈ હતી ત્યાર બાદ તેઓશ્રી પાર્લા પધાર્યા હતા અને તરતમાં જ બોરડી તરફ પ્રયાણ કર્યુ હતુ

(૭) શાનાકુંઝમા-ચાતુર્માસ

શાનાકુંઝના શ્રીસંઘની આગ્રહભરી વિનંતિ થતાં શતાવધાની પં શ્રી કીર્તિવિજયજી ગણિ તથા મુનિશ્રી માણેકવિજયજી આદિનુ ચાતુર્માસ શાનાકુંઝમાં થતાં વ્યાખ્યાનમાં શ્રી વિપાકસૂત્ર અને શ્રી મલયાસુંદરી ચરિત્ર વચાતું હતુ શ્રી પં તાત્વિક વાતોને પણ સરળ રીતીમા રજૂ કરતા હોઈ શ્રોતાજનોની સારી ભીડ જામતી હતી દર રવિવારે તેઓશ્રીનાં કાવ્યમય શૈલિથી જાહેર વ્યાખ્યાનો યોજાતાં હતા જેને શ્રવણ કરવા માટે ચોમેરથી ઘણી મોટી સંખ્યામા જનમેદની ઉમટતી હતી. એક સુથારભાઈ તરફથી વ્યાખ્યાનહોલમાં શ્રી અષ્ટાપદજીના મહાપૂજા ભણાવવામાં આવતાં, પં શ્રીએ પૂજાનો ભાર થઈ અને તીર્થનો મહિમા ખૂબ વિસ્તૃત તેમજ રોચકશૈલિથી સમજાવ્યો હતો જનતા ભક્તિરસમાં તલ્લીન બની ગઈ હતી જગાના અભાવે કેટલાયને પાછા જવુ પડયુ હતુ આ પ્રસગ ચિરસ્મરણીય બની ગયો હતો નવકાર મંત્રનો તપ તેમજ શ્રી પર્યુષણાપર્વની આરાધના અપૂર્વ ઉલ્લાસથી થઈ હતી સાધર્મિક ફંડમાં ૧૮૦૦–૧૯૦૦ જેટલી રકમ થઈ હતી અને તેનો તાત્કાલિક ઉપયોગ થયો હતો ઘણી વખત જાહેર પ્રશ્નોત્તરી યોજવામાં આવતાં યુવાનો અને શિક્ષિતોની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી જનતાએ ખૂબજ રસથી લાભ લીધો હતો અને અનેકોની શંકાનું નિરસન થયુ હતુ પર્યુષણ પછી વાજતે-ગાજતે અંધેરી અને પાર્લાનાં જિનમંદિરો અને ગુરુદેવનાં દર્શન માટે ચૈત્યપરિપાટી રખાઈ હતી ખૂબજ જનમેદની હતી, આ પ્રસંગ પણ એક્નો

જ યાદગાર હતો સાહિત્યનો પ્રચાર છૂટે હાથે કરવામાં આવ્યો હતો ધાર્મિક પાઠશાળા માટે ફંડની જરૂરિયાત જણાતાં તેઓશ્રીની પ્રેરણાથી થોડીજ વારમાં રૂ ૬૫૦૦ લગભગ ભરાયા હતા સંઘના પ્રમુખ શ્રી હીરાલાલભાઈએ ચાતુર્માસ પૂર્ણ થતાં પ્રાસંગિક વિવેચન કરતાં જણાવ્યું હતું કે મને અત્રે વસતાં બાવીસ વર્ષ થયાં પણ આ ચાતુર્માસમાં જે જનમૈત્રી હું જોઈ રહ્યો છું તેવી મૈત્રી કદી મારા જોવામાં આવી નથી નીસંઘે આવતા ચાતુર્માસ માટે પણ વિનતિ કરી હતી કા સુ૦ ૧૫ ના શ્રી મકનજી જૂઠાભાઈ બેરીસ્ટરનાં ધર્મપત્નીની વિનતિ સ્વીકારી તેઓશ્રીએ વાજતે ગાજતે તેમને ત્યાં ચાતુર્માસપરિવર્તન કર્યું હતુ બીજા દિવસે શા લક્ષ્મીચંદ ગોવિંદજીને ત્યાં પધાર્યા હતા ત્યાં રથયાત્રામાં માનવમહેરામણ ઉમટ્યો હતો પ્રભાવનાઓ થઈ હતી તેમજ જૈનેતર વિદ્વાનોએ સારો લાભ લીધો હતો

**સ્કુલોમાં પ્રવચનો**

તા ૮-૧૧-૬૦ વીનાપાવી-સરલાસર્જનમાં શ્રી રતીલાલ વાણારસીની વિનતિથી સેંકડો વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ સમક્ષ 'વિદ્યાર્થી જીવન' એ વિષય ઉપર પ્રવચન આપી બાળકોને મુગ્ધ બનાવી દીધા હતા ખારની પીપલ્સ હાઈસ્કુલમાં ત્યાંના પ્રીન્સીપાલોની વિનતિ સ્વીકારી બે દિવસ-૨૫૦૦ વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ સમક્ષ તેમણે પ્રવચન આપ્યું હતુ વિદ્યાર્થીઓએ સ્કુલમાં જૈન મુનિશ્રીને પ્રવચન આપવા અર્થે આવતાં જોઈ શરૂઆતમા આશ્ચર્યના ઉદ્ગારો કાઢ્યા હતા પણ જ્યાં તેઓશ્રીને સાંભળ્યા એટલે સૌ આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા, એટલું જ નહિ પણ વારંવાર તાળીઓ પાડી મુનિશ્રીને આવકાર્યા હતા અને હૃદયને ભાવભર્યાં પ્રણામ કર્યા હતા અને ફરી પધારે એવી આશા વ્યક્ત કરી હતી. મ્યુનિસિપાલ હાઈસ્કુલના હેડમાસ્તર શ્રી પ્રાગજીભાઈની વિનતિથી ત્યાં પધારી બાલક-બાલિકાઓ સમક્ષ પ્રવચન આપ્યુ હતુ પૂ શ્રીના સમાગમથી હેડમાસ્તર પ્રાગજી-ભાઈ દેસાઈ, જૈનેતર હોવા છતા નિત્ય નવકારમંત્ર ખૂબ પ્રેમથી ગણે છે

તા ૧૬-૧૧-૬૦ ના ૧૫૦૦ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ સમક્ષ પોરબંદરકુનના પટાંગણમા સાક્ષરરત્ન શ્રી રામપ્રસાદ બક્ષીજી ભૂતપૂર્વ પ્રીન્સીપાલની વિનંતીથી પન્યાસજીએ એક કલાક સચોટ પ્રવચન આપી શિક્ષક તથા વિદ્યાર્થીગણને મુગ્ધ કરી દીધા હતા શ્રીરામપ્રસાદ બક્ષીજીએ પોતાના વક્તવ્યમાં જણાવ્યુ હતુ કે-મુનિશ્રીની અદ્ભુત શક્તિ અને જૈનસાધુની ધર્મપ્રચારની તમન્ના કેવી અનોખી છે, તેમજ શિક્ષકોએ-વિદ્યાર્થીઓને કેવી રીતે સમજાવવા જોઈએ તે વસ્તુ મુનિશ્રીના પ્રવચનથી જાણવા મળી છે ફક્ત એક મિનિટમા આ અભ્યાસકોને આકર્ષી લઈ મુગ્ધ કરી દીધા એ ખરેખર તેઓશ્રીની અદ્ભુત પ્રભાવકતા દર્શાવે છે વારંવાર આપશ્રી અત્રે પધારો અને આવો-સદ્બોધ સૌને મળતો રહે એવી આશા વ્યક્ત કરી હતી પ૦ મ૦ શ્રીના હજારો વિદ્યાર્થીઓએ તેઓશ્રીનો-લાભ લેતા સુંદર સુવાસ પ્રસરી રહી છે હર્ષને હર્ષને શાંતાકુંજના વિશાળ ચોગાનમાં કળાવતીનુ વ્યાખ્યાન થતા-લગભગ ૧૪૦૦-સ્ત્રી પુરુષોની હાજરી હતી અદ્ભુત-શાંતિ અને વિષયની સુંદરછણાવટથી નવયુવાનો ઉપરાંત જૈનેતર વર્ગ ઉપર ઘણો પ્રભાવ પડ્યો હતો પ૦ શ્રીના સમાગમમાં આ ચાતુર્માસમાં કેટલાય જૈનેતરો, વિદ્વાનો, અને વેરાગી જેવા પણ નવકારમંત્ર-ગણતા થયા છે વાણીના જૈન સઘના ઉલ્લેખે ૧૩-૧૧ ૬૦ ના જાહેર વ્યાખ્યાન યોજાતાં એક હજાર જૈન જૈનેતરો હતા, સૌએ વિવિધ પ્રતિજ્ઞાઓ લીધી હતી ગવર્મેંટ કોલેજનીમાં પણ જગી માનવ-મેદની વચ્ચે તેઓશ્રીનુ જાહેર પ્રવચન થયુ હતુ, જેમાં-૭૦૦-૮૦૦ નો ફક્ત જૈનેતરોજ હતા સૌ ઉપર ખૂબ જ પ્રભાવ પડ્યો હતો આ રીતે તેઓશ્રીના ચાતુર્માસથી સુંદર સુવાસ પ્રસરી હતી અને અપૂર્વ શાસનોન્નતિ-થવા પામી હતી

(૯) અવધાનનો ભવ્ય પ્રસંગ

ભારત કળાનો ભંડાર છે સ્થાપત્યકળા, શિલ્પકળા હસ્તકળા

વિ એના અગો છે પાશ્ચિમાત્ય દેશોએ જેમ શોધખોળ પાછળ પોતાની શકિત ધન અને સમયનો વ્યય કર્યો છે, તેમ ભારતના મ ાન બેજાઓએ આવી અદ્વિતીય કળાને હસ્તગત કરી ભારતની યશોગાથાને વધારી છે ફરક એટલોજ છે કે-એ દેશની કોઈ કોઈ શોધખોળ વિનાશને નોતરશે જ્યારે ભારત પ્રાચીન સસ્કૃતિને વળગી આત્માની અનત શકિતને સાબીત કરશે.

તા ૨-૧૦-૬૦ ના રોજ આવો જ એક અદ્ભુત અવધાન કળાનો પ્રયોગ મુબઈ-ખાર-શ્રીગોડ઼ સ્વામીશનના વિશાળ મડપમા હજારો જનોની મેદની સમક્ષ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણ સૂરીશ્વ જી મહારાજના અધ્યક્ષસ્થાને કવિકુલતિલક-પન્યાસપ્રવર શ્રી કીર્તિવિજયજી ગણિવરે કર્યો હતો અતિથિવિશેષ તરીકે મુબઈના નગરપતિ શ્રીવિષ્ણુપ્રસાદ દેસાઈએ ખાસ હાજરી આપી હતી અને તેમણે-આ પ્રસગનુ ઉદ્ઘાટન કરતાં જણાવ્યુ હતુ કે-અવધાન એ ભારતની એક પ્રાચીન વિદ્યા છે, અને તે મનુષ્યમાં રહેલી અદ્ભૂત અવધારણશકિતનુ સામર્થ્ય પ્રગટ કરે છે જુદા જુદા વિષોને ગ્ર ણ કરવા, ધારણ કરવા અને ક્રમ ત કહી જવા એ સામાન્ય વાત નથી તેમા પણ અનેક કઠિન પ્રશ્નોના જવાબ આંખના પલકારામાં આપી દેવા એ ખરેખર ઘણુ જ આશ્ચર્યકારક છે મન અને બુદ્ધિની શકિત અને સિદ્ધિ કઈ રીતે કેટલી હદ-સુ ી સાધી શકાય છે, તેનો બુદ્ધિમાન અને શિક્ષિત વર્ગને સ્પષ્ટ ખ્યાલ આવે અને તે મુજબ તેઓ પણ પોતાની શકિતઓ વિકસાવવા પ્રયત્નશીલ બને એ ઇચ્છનીય છે જૈનાચાર્ય શ્રીમ. વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન્ શિષ્ય શ્રી કીર્તિવિજયજી મહારાજશ્રી આ વિદ્યામા પારગત થઈ આપણા સૌને ઉત્તમ બોધપાઠ આપી રહ્યા છે કે આત્મામા રહેલી અનત શકિતવાળો આત્મા પુરુષાર્થ કરે તો અદ્ભુત વિકાસ સાધી શકે છે અને ચરમ સીમાએ પહોચી શકે છે આવો ઉત્તમ પુરુષાર્થ કરનાર પન્યાસપ્રવરશ્રી આપણા સર્વના વદન, અભિનદન અને અભિ



તા ૨-૧૦-૬૦ રવિવારે બપોરે ખાર-શ્રી રામકૃષ્ણ મીશનના વિશાળ કમ્પાઉન્ડમાં હજારોની જનમેદની સમક્ષ-જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના અધ્યક્ષસ્થાને પન્યાસજી શ્રી કીર્તિવિજયજી ગણિવરે અવધાનનો અદ્ભુત કાર્યક્રમ રજૂ કર્યો હતો તસ્વીરમા ઉમટેલી જનમેદની અને અવધાનકારની લાક્ષણિક છબી નજરે પડે છે

વિ એના અંગો છે પાશ્ચિમાત્ય દેશોએ જેમ શોધખોળ પાછળ પોતાની શકિત, ધન અને સમયનો વ્યય કર્યો છે, તેમ ભારતના મહાન ભેજાઓએ આવી અદ્વિતીય કળાને હસ્તગત કરી ભારતની યશોગાથાને વધારી છે ફરક એટલોજ છે કે–એ દેશની કોઈ કોઈ શોધખોળો વિનાશને નોતરશે જ્યારે ભારત પ્રાચીન સસ્કૃતિને વળગી આત્માની અનંત શકિતને સાબીત કરશે

તા ૭–૧૦–૬૦ ના રોજ આવો જ એક અદ્‌ભુત અવધાન કળાનો પ્રયોગ મુબઈ–ખાર–શ્રીરામકૃષ્ણમીશનના વિશાળ મંડપમાં હજારો જનોની મેદની સમક્ષ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયનક્ષ્મણ સૂરીશ્વરજી મહારાજનાં અધ્યક્ષસ્થાને કવિકુલતિલક–પન્યાસપ્રવર શ્રી કીર્તિવિજયજી ગણિવરે કર્યો હતો અતિથિવિશેષ તરીકે મુબઈના નગરપતિ શ્રીવિષ્ણુપ્રસાદ દેસાઈએ ખાસ હાજરી આપી હતી અને તેમણે–આ પ્રસગનું ઉદ્‌ઘાટન કરતાં જણાવ્યુ હતુ કે–અવધાન એ ભારતની એક પ્રાચીન વિદ્યા છે અને તે મનુષ્યમાં રહેલી અદ્‌ભૂત અવધારણશકિતનુ સામર્થ્ય પ્રગટ કરે છે જુદા જુદા વિષયોને ગ્રહણ કરવા, ધારણ કરવા અને ક્રમશ કહી જવા એ સામાન્ય વાત નથી તેમાં પણ અનેક કઠિન પ્રશ્નોના જવાબ આંખના પલકારામાં આપી દેવા એ ખરેખર ઘણુ જ આશ્ચર્યકારક છે મન અને બુદ્ધિની શકિત અને સિદ્ધિ કઈ રીતે કેટલી હદ–સુધી સાધી શકાય છે, તેનો બુદ્ધિમાન અને શિક્ષિત વર્ગને સ્પષ્ટ ખ્યાલ આવે અને તે મુજબ તેઓ પણ પોતાની શકિતઓ વિકસાવવા પ્રયત્નશીલ બને એ ઈચ્છનીય છે જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના વિ ાન શિષ્ય શ્રી કીર્તિવિજયજી મહારાજશ્રી આ વિદ્યામાં પારગત થઈ આપણા સૌને ઉત્તમ બોધપાઠ આપી રહ્યા છે કે આત્મામાં રહેલી અનંત શક્તિઓ આત્મા પુરષાર્થ કરે તો અદ્‌ભુત વિકાસ સાધી શકે છે અને ચરમ સીમાએ પહોચી શકે છે આવો ઉત્તમ પુરુષાર્થ કરનાર પન્યાસપ્રવરશ્રી આપણા સર્વનાં વદન, અભિનદન અને અભિ



તા ૨-૧૦-૬૦ રવિવારે બપોરે ખાર-શ્રી રામકૃષ્ણ મીશનના વિશાળ કમ્પાઉન્ડમાં હજારોની જનમેદની સમક્ષ-જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના અધ્યક્ષસ્થાને પન્યાસજી શ્રી કીર્તિવિજયજી. ગણિવરે અવધાનનો અદ્ભૂત કાર્યક્રમ રજૂ કર્યો હતો તસ્વીરમાં ઉમટેલી જનમેદની અને અવધાનકારની લાક્ષણિક છબી નજરે પડે છે

પુરાણી અવધાનકળાથી અપરિચિત જનતાએ અવધાનના પ્રયોગો જોઈ આશ્ચર્યસહિત મંત્રમુગ્ધ બની વિદાય લીધી, પણ ઠઠ્ઠએ એ પ્રયોગો જોનારાઓનાં નેત્રો કે મુખમાંથી આત્માની આ અપૂર્વ શક્તિનો એ તાદ્રશ્ય ચિતાર ખસતો નથી. શતાવધાની પં. શ્રી ધીરજલાલ ટોકરશી શાહે આ પ્રયોગોની પૂર્વ તૈયારીમાં તથા વ્યવસ્થા કરવામાં ઘણો પરિશ્રમ ઉઠાવ્યો હતો, તથા પ્રયોગોનું પ્રારંભથી આખર સુધી સફળ સંચાલન કર્યું હતું. શાનાકુઝ શ્રીસંઘના આગેવાનો શેઠ લાલભાઈ, શેઠ નાગરભાઈ, શેઠ ... સાળા શેઠ બાબુભાઈ, શ્રીયુત પ્રાણજીવનદાસ ગાંધી વગેરેએ પૂરો ભોગ આપી આ કાર્યક્રમો દીપાવવા અથાગ પ્રયત્ન કર્યો હતો. જૈનમિત્રમંડળીની સેવા પણ નોંધપાત્ર હતી. આ કાર્યક્રમે અત્ર સુંદર સુવાસ પાથરી હતી.

## (૮) લીંબડીમાં ઉજવાયેલ
## અભૂતપૂર્વ પ્રતિષ્ઠામહોત્સવ

લીંબડી નગર એ વાણાથી ૧૧ માઈલ દૂર જૈનોની સારી સંખ્યા ધરાવતું અને વ્યાપારઉદ્યોગમાં આગળ પડતું શહેર છે. જ્યાં શ્રી જિનમંદિર વર્ષો પૂર્વે બનાવવામાં આવ્યું હતું અને પ્રભુજી પણ કેટલાક સમયથી પરોણા દાખલ બિરાજમાન હતા. શ્રીસંઘે શ્રી જિનમંદિરની પ્રતિષ્ઠા કરવા માટે નિર્ણય કર્યો અને તે પ્રસંગે પધારવા માટે મુંબઈ-વાલકેશ્વરમાં બિરાજતા પૂ. ગુરુદેવ વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ લબ્ધિસૂરીશ્વરજી મહારાજને વિનંતિ કરી અને તેઓશ્રીએ પોતાના પટ્ટધર પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયનંદનસૂરીશ્વરજી મહારાજ પાસે જવા સૂચન કર્યું, જેથી તેઓ પાલી આવ્યા અને ત્યાં પ્રતિષ્ઠાનું મુહૂર્ત નિશ્ચિત થયું, તેમજ તેમની વિનંતિનો સ્વીકાર થયો. જેથી શ્રીસંઘને અનેરો આનંદ થયો. પ્રતિષ્ઠાનું શુભ મુહૂર્ત માગશર વ. ૭ શનિવારનું હોઈ સૂરીશ્વરજીએ ત્યાંથી જલ્દી વિહાર કર્યો અને માગસર સુ. ૬ના લીંબડી



બીવરી (જી થાણા) જૈનમંદિરના મૂળનાયકજી
શ્રીસુપાર્શ્વનાથ સ્વામી
જેમને તા. ૧૭ ૧૨-૬૦ના મંગળ દિવસે ગાદીએ બિરાજમાન થયા



શ્રીસુપાર્શ્વનાથ જૈન મેવાભડજી, ભીવડી (જી થાણા)

ધાર્યો શીમયે તેમો દિ ભાવભીન્ શાન દાર સ્વાગત કર્યું કલ્યાણથી ખાસ પ્રસિદ્ધ મે . મગાવવામાં આવ્યુ હતુ ઠયઠે-ઠયઠે મંડળીઓ થઈ હતી તેજ દિવસે નગરશી વગેરેની ઉછામણીઓ દર થઈ અને બારે ગ જામ્યો

મહોત્સવનો પ્રારંભ

તા ૨-૧૨-૬૦ થી મહોત્સવનો મગળ પ્રારંભ થવાં તે દિવસે કુમ્ભસ્થાપના કરવામાં આવી હતી રોજ સવારે મહેનો પ્રભાતિયાં ગાતા હતી અને બોધ થાના મધુર ના વિકાસ ઉત્પન્ન થતા હતા નેહલા પાચ-નાન દિવસ સતા સજ્જ કલ્યાણનુ નસિદ્ધ બે ક મધુર સ્વરોદિયો વાતાવર ણને ભરી દે હતુ હજારો જનો મુખેથી બેસી શકે તે માટે જિનમ દિરના મકાનના આગમા રાજમાર્ગ ઉપર વિશાળ-કાય મ ર િનો કરવામાં આવેલ હતો જેને અત્યંત આકર્ષક રીતે શણગારાયો હતો તેમજ ધ્વજ-પતાકા-ઓડી અને કમાનો વિ થી ખૂબ જ સુ ાભિત કરવામાં આ યુ હતુ અને સર્વત્ર સંકડો રગ બેરંગી નારિ ઝગમ ા રહી હતી

પૂજા-ભાવના

પ્રતિદિન વિવિધ પૂજાઓ ભણાવવામાં આવતી હતી રવિવારના દિવસે ખાસ શ્રી અષ્ટાપદજીની મહાપૂજા રાખવામાં આવી હતી સગીતકાર નટવરલાલને અને મનાડના ઉત્સા િ શ્રીપાર્શ્વદીપક મડળે, ખૂબ જ રગ જમાવ્યો હતો પ યાસજી શ્રી કાન્તિવિજયજી મણિએ પૂજાનો વિસ્તૃત ભાવાર્થ અ ે તેના મહીમા સુ ર રીતે વર્ણવી શ્રોતાજનોને ભક્તિરસમા તલ્લીન બનાવી દીધા હતા શનિવારે ભાંડુપ ું ભાવના-મડળ આ યુ હતુ બહેનોએ ખૂબ જ ભક્તિ, ભાવ અને ઉલ્લાસથી પૂજા ભણાવી હતી છેલ્લા દિવસોમાં દેવેન્દ્રવિજય તથા શાન્તિલાલ શાહ આવવાથી પૂજાભાવનામાં વળી ઓર રગ જામ્યો હતો ગાયણ ભાવાગા રતીબાઈ પણ હમેશ હાજર રહેતા હતા

હતી. પૂ. આચાર્યદેવાદિ મુનિગણ અને હજારોની સંખ્યામાં સાજન માજન હતું. શુ. દિ. ૧ ના મુસલમાન વરઘોડાની શોભા અને શિસ્ત નિહાળી ભારે પ્રભાવિત થયા હતા. કપડવંજના જૈનમિત્રમંડળ અને શ્રી સુપાર્શ્વનાથ જૈન સેવક મંડળે સારી વ્યવસ્થા જાળવી હતી. પ્રતિદિન નવકારશીનાં જમણ જુદ જુદા ભાઈઓ તરફથી થતા હતાં. જુદા જુદા ભાઈઓ તરફથી પૂજાઓ ભણાવાતી હતી અને પ્રભુજીને અવનવી આંગીઓ રચાતી. વરઘોડાની ઉજામણી પણ સારી થઈ હતી.

## પ્રભુજીને ગાદીએ બિરાજમાન કર્યા

વિ. સં. ૨૦૧૭ માગશર વ. ૯ તા. ૧૦-૧૨-૬૦ શનિવારે અગાધર વિજય મુહૂર્તના શુભ સમયે ૐ પુણ્યાહં ૐ પુણ્યાહં ના માંગલિક-મધુર સ્વરો વચ્ચે મૂળનાયક ભગવાન શ્રીસુપાર્શ્વનાથસ્વામી શ્રી શાંતિનાથ સ્વામી અને શ્રી નેમિનાથ સ્વામી આદિ ભગવંતોની પ્રતિમાજીઓ તથા યક્ષયક્ષિણી વિ. મૂર્તિઓને ગાદીનશીન કરવામાં આવી હતી. પૂ. આચાર્ય મહારાજે સૂરિમંત્રમંત્રિત વાસક્ષેપ નાખ્યો અને તેજ સમયે શિખર પર ધ્વજ-દંડ અને કળશ ચઢ. વવામાં આવ્યો. તે વખતે જનતાના આનંદની અવધિ ન હોતી. હજારો જનો-હર્ષનાદ-જયનાદ અને પ્રભુગુણ ગાવામાં તલ્લીન બની ગયા હતા. મધુર વાદ્યોના મંગળ ધ્વનિએ વાતાવરણમાં સૂર પૂરી દીધો. સૌનાં દેહ રોમાંચથી પુલકિત બન્યાં હતાં. પ્રતિષ્ઠાની ઉજવણી કરતાં પણ જ સારી થઈ હતી, શ્રીમંતે ખૂબ જ ઉલ્લાસથી ખૂબ જ ઉદારતાથી ધનવ્યય કર્યો હતો. ક્રિયા કરાવવા માટે અમદાવાદના શા. મોહનલાલ મોતીલાલ શ્રીનુભાઈ હસમુખભાઈ વિ. આવ્યા હતા, વ. ૮ ની મંગળ પ્રભાતે દ્વારોદ્ઘાટન વિધિ પણ ધામધૂમથી કરાવાઈ હતી. પ્રતિષ્ઠાના દિવસે બપોરે શાંતિસ્નાત્ર ભણાવાયું હતું.

માગશર વ. ૧૧ની બપોરે શ્રી અષ્ટોત્તરી સ્નાત્ર અને નવકારશી

થઈ હતી મુંબઈવાળા શેઠ કાંતિલાલ મગનલાલ ઝવેરી તરફથી-ઘર દીઠ શ્રીફળના પડીકા અને શ્રીફળની પ્રભાવના થઈ હતી રમણીકલાલ રાધનપુરવાળાએ છેલ્લા બે દિવસ પ્રભુજીની અત્યંત-આહ્લાદક અંગરચના કરી હતી પ્રતિષ્ઠાના મંગળ દિવસે કતલખાનાં બંધ રહ્યા હતાં તેમજ સેંકડો ભિક્ષુકોને મિષ્ટભોજન આપવામાં આવ્યું હતું

## હજારોની મેદની

આ શુભ પ્રસંગે મુંબઈ તેમજ દૂર-દૂરથી હજારોની સંખ્યામાં ભાવિકો આવી ચડ્યા હતા બહારથી આવનાર જનતા અત્રેનુ ભવ્ય વાતાવરણ નિહાળી ખૂબ જ હર્ષિત થતી હતી તપસ્વી મુનિરાજ શ્રી જિનવિજયજીએ ૧૦ મી વર્ધમાન તપની ઓળી-ઉપર પાંચ ઉપવાસ અને છે ને અઠ્ઠમની તપશ્ચર્યા કરી હતી કલ્યાણમિત્રમંડળ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી જૈન મંડળ ગુજરાતી સમાજ તેમજ શ્રી સંઘે આ પ્રસંગને દીપાવવા ભારે જહેમત ઉઠાવી હતી મહોત્સવ ખૂબ જ નિર્વિઘ્નપણે અનેરા ઉત્સાહથી પૂર્ણ થતા જૈનશાસનનો જય જયકાર થયો હતો

## પ્રતિષ્ઠા-પ્રસંગ લાભ લેનાર ભાવિકોની મુબારક નામાવલી

મૂળનાયક શ્રી સુપાર્શ્વનાથ સ્વામી પધરાવનાર શા હજારીમલજી રાજાજી-હરજી
શ્રી શાંતિનાથ સ્વામી-શા હકમચંદ દેવચંદ અડપોતરા
શ્રી નેમિનાથજી-શા પન્નાજી પદ્માજી (અમરસર)
તોરણ બાંધનાર-શા મેઘરાજજી તોલાજી-મેંગનોર
દંડ ચઢાવનાર-શા રૂપચંદજી વીરચંદજી-મુંબઈ
ધ્વજ-શા પ્રતાપજી છોગાલાલજી-પુના
યક્ષિણી-શા કુંદનચંદજી પ્રાગજી-બીજડી
શ્રી પાર્શ્વયક્ષ-શા લાલચંદજી ન્હાનચંદજી-સાદડી

શત્રુંજય તીર્થની રચના–શા અમૃતલાલ સુતરચંદજી જાલોર
શ્રી સુપાર્શ્વનાથ સ્વામી મેવામાળાને તેમણે બોલ્યા પણ અપણ કર્યો હતા
ગિરનારતીર્થ–શા ભગવાનજી ગોકળજી–ગાલોર
ઇંતાચીકુમાર–શા બાબુલાલ વનાજી આહોર

## (૧૦) પરાઓમા પ્રવાસ

ભીવંડીનો પ્રતિષ્ઠામહોત્સવ નિર્વિઘ્ન પૂર્ણ થતાં પૂજ્યપાદ આચાર્યશ્રીએ ત્યાંથી વિહાર કર્યો હતો ત્યાંથી ક્રમશ થાણા પધાર્યા હતા ત્યાં મુંબઈ અને ઉપનગરના મોટો ભાવિકો દર્શનાર્થે આવ્યા હતા ત્યાંથી મુલુંડ શ્રી સંઘની વિનંતિ સ્વીકારી મુલુંડ પધાર્યા હતા ત્યાંની ૧૦ દિવસની સ્થિરતામાં રોજ સવારે પૂ ગુરુદેવના તાત્વિક પ્રવચનો તેમજ પૂ શ્રી કીર્તિવિજયજીના જાહેર વ્યાખ્યાનો ગોઠવાયાં હતાં વ્યાખ્યાનો શ્રવણ કરવા નાના બાળકોથી લઈ વૃદ્ધો-અને જૈનેતરો પણ મોટી સંખ્યામાં હાજર થતા હતા ૧૦ દિવસના વ્યાખ્યાનોથી જનતામાં અપૂર્વ ધર્મપ્રભાવના પ્રસરવા પામી હતી જનતાની વધુ સ્થિરતા અને ચાતુર્માસ માટે ખૂબ વિનંતિ હતી પૂ ગુરુદેવની પ્રેરણાથી પોષ-સુ૦ ૧૦ થી વર્ધમાનતપના પાયા નાંખવામા આવતા ૩૨ આપુણ્યાએ પાયો નાખ્યો હતો આ નિમિત્ત ટીપ પણ સારી થઈ હતી ત્યાંથી ભાંડુપ પધાર્યા ત્યાંની આગ્રહભરી વિનંતિ હોઈ ૪ દિવસ સ્થિરતા થઈ હતી રવિવારે પીપરમીંટ ચાલના-વિશાળ ચોગાનમાં પૂ શ્રીએ જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ આજની માનવમેદની નિહાળી સૌ ચકિત થઇ ગયા હતા કે ભાંડુપમાં આટલી મેદની! ત્યાંથી તેઓશ્રી ઘાટકોપર શ્રીસંઘની વિનંતિ સ્વીકારી ઘાટકો પર પધાર્યા ત્યાં ૮ દિવસની સ્થિરતા થતા પૂ સૂરીશ્વરજીના પ્રભાવક પ્રવચનોનો લાભ જનતાએ સારી રીતે લીધો અનેકોની શંકાનુ નિરસન થયુ હતુ અને જાણે કઈ અદ્ભુત શ્રવણ કરી રહ્યા છીએ

એવો જનતાને ભાસ થયો હતો તા ૮-૧-૬૧ ના રવિવારે બપોરે પ શ્રી કીર્તિવિજયજીએ ગજરાજેન્દ્રની જીવનગાથા' એ વિષય ઉપર કાવ્યમય શૈલિથી પ્રવચન આપ્યુ હતુ વિશાળ હોલ ખીચો ખીચ ભરાવા ઉપરાન બહારના ભાગમા સૌ ઉભા ઉભા સાંભળતા હતા સ્થિરતા માટે અત્યત-આગ્રહ-વારવાર થયો હતો ત્યાથી પુન તેઓશ્રી વીનાપાની શાતાકુજ પધાર્યા હતા

## (૧૧) શાતાકુજમા-અપધાન

તા ૧૬-૧-૬૧ રવિવારે સવારે પૂ ગુરુદેવના અધ્યક્ષસ્થાન પ શ્રી કીર્તિવિજયજી ગણિવરે શાતાકુજના જુહુ રોડ પર આવેલા શેઠ મોહનલાલ ડી ગ્રહેતાનાં નિવાસસ્થાને તેમના અત્યત આગ્રહથી અપધાનનો કાયક્રમ શરૂ કર્યો હતા શેઠશ્રીએ એક આલીશાન ભવ્ય મડપ જેમા કર્યો હતો અને આવનાર મહેમાનોની ભારે આગતા-સ્વાગતા કરી હતી આ પ્રસગે ફ્રાન્સના મહારાજા વિદેશી જિજ્ઞાસુઓ અધિકારીએ અને વિદ્વાનોની હાજરી ખાસ ઉલ્લેખનીય હતી મહારાજશ્રીએ થોડા પણ સુંદર અવસાનો શરૂ કરી સૌને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા હતા શતાવધાની પડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહે સુદર સચાલન કર્યુ હતુ છેવટે પૂ ગુરુદેવનુ પ્રભાવશાળી પ્રવચન થયુ હતુ આ પ્રસગ પણ અત્યત ચિરસ્મરણીય બની ગયો હતો શ્રી સઘના પ્રમુખ શ્રી હીરાભાઈએ અને શેઠશ્રીએ આ પ્રસગને દીપાવવા ભારે જહેમત ઉઠાવી હતી

## (૧૨) મુબઈમા વ્યાખ્યાનો

ત્યાથી પૂ ગુરુદેવના દર્શનાર્થે ભાયખલા પધાર્યા હતા અને ત્યાંથી પૂ પાદગુરુદેવની સાથે ભૂલેશ્વર લાલબાગ પધાર્યા હતા હમેશાં પૂ. ગુરુદેવનાં પ્રવચનો થતા કીડીયારાની જેમ જનસમૂહ ઉભરાતો હતો તા ૨૬-૧-૬૧ના વયોવૃદ્ધ ગુરુદેવની અધ્યક્ષતામાં પૂ આચાર્યશ્રીએ

"વિશ્વશાંતિ' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ અને પરમ ગુરુદેવે ઉપસહારમા શ્રોતાજનોને ડોલાવી મૂક્યા હતા તા ૨૯-૧-૬૧ રવિવારે બપોરે વોરૂદ પરમ ગુરુદેવની અધ્યક્ષતામા પન્યાસજી શ્રીકીર્તિવિજયજી ગણિવરે 'આદર્શ ક્ષમા ' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ પરમગુરુદેવે ઉપસહાર કર્યો હતો આ પ્રવચન શ્રવણ કરવા ચોમેરેથી જનતા ઉભરાઈ પડી હતી લગભગ ૨૦૦૦ શ્રીપુરુષોની હાજરી હતી બીજુ પ્રવચન તા ૫-૨-૬૨ ના 'ધર્મનો અજબ પ્રભાવ એ વિષય ઉપર થયુ હતુ

(૧૩) શાતાકુઝમા-મહોત્સવ

પૂ આચાર્યદેવાદિ ત્યાંથી વિહાર કરી દાદર થઈ શાતાકુઝ શ્રીસઘની વિનતિથી શાતાકુઝ પધાર્યા હતા તેઓશ્રીની નિશ્રામાં પચકલ્યાણક મહોત્સવ જિનમદિરની સાલગીરી નિમિત્તે ભારે ધામધુમથી ઉજવાયો હતો તા ૨૬-૩-૬૧ શા રમણલાલ હીરાલાલ તરફથી અતરાયની કર્મની પૂજા-પ્રભાવનાદિ કાર્યો થયા હતાં મલાડના શ્રી પાર્શ્વદીપક મડળે ભારે ઉલ્લાસથી પૂજા ભણાવી હતી પૂ શ્રીએ પૂજાને ભાવાર્થ સમજાવ્યો હતો બે જાહેર વ્યાખ્યાનો થતાં ભારે ભીડ જનમા હતી જિનમદિરના કામ અગે રકમની જરૂરીયાત જણાતાં પૂ ગુરુદેવની પ્રેરણાથી ટીપ શરૂ થતા રૂ ૧૫ હજાર ભરાઈ ગયા છે હજી ટીપ ચાલુ છે

*

અચિંત્યપ્રભાવશાળી
ત્રિકાલમહિમાવંત
સમ્યગ્દ્વાદશાંગોપનિષદ્ભૂત

# श्री नमस्कार महामन्त्र

नमो अरिहंताण ।
नमो सिद्धाण ।
नमो आयरियाण ।
नमो उवज्झायाण ।
नमो लोए सव्वसाहूण ॥
एसो पंच – नमुक्कारो,
सव्व – पावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं,
पढमं हवइ मंगलं ॥

# શ્રી નમસ્કાર પદ-સંપદા-અક્ષરમાન યંત્ર

| પદ | પદોના ક્રમાંક | સંપદાના ક્રમાંક | વર્ણ સંખ્યા | લઘુ વર્ણ | ગુરુ વર્ણ |
|---|---|---|---|---|---|
| नमो अरिहंताण | १ | १ | ७ | ७ | |
| नमो सिद्धाण | २ | २ | ५ | ४ | १ |
| नमो आयरियाण | ३ | ३ | ७ | ७ | |
| नमो उवज्झायाण | ४ | ४ | ७ | ६ | १ |
| नमो लोए सव्वसाहूण | ५ | ५ | ९ | ८ | १ |
| एसो पंच-नमुक्कारो | ६ | ६ | ८ | ७ | १ |
| सव्व-पावप्पणासणो | ७ | ७ | ८ | ६ | २ |
| मंगलाण च सव्वेसिं | ८ | ८ | ८ | ७ | १ |
| पढमं हवइ मंगल | ९ | ,, | ८ | ९ | |
| | | | ६८ | ६१ | ७ |

॥ नमो जिणाण ॥

# નમસ્કાર-મહિમા

———•———

## વ્યાખ્યાન પહેલું

## નમસ્કારનું મહામંત્રત્વ

[ મંગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યું કે- ]

મહાનુભાવો !

ભવ્ય જીવો પર ઉપકારની અનંત વર્ષા કરનાર શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે-

जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो ।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ? ॥

શ્રી જિનેશ્વર દેવોએ જગહિતાર્થે પ્રવર્તાવેલું જે મહામંગલકારી શાસન તે જિનશાસન તેને જિનપ્રવચન પણ કહેવાય અને જૈન શાસ્ત્રો પણ કહેવાય તેનો સાર એટલે સત્ત્વભૂત વસ્તુ, તે નવકાર

જો મૂળ વસ્તુ મીઠી હોય તો તેની સારભૂત વસ્તુ વધારે મીઠી હોય જો મૂળ વસ્તુ સાત્ત્વિક હોય તો તેની સારભૂત વસ્તુ વધારે સાત્ત્વિક હોય જો મૂળ વસ્તુ સુગંધવાળી હોય તો તેની સારભૂત વસ્તુ વધારે સુગંધવાળી હોય શેરડી મીઠી છે, તો સાકર વધારે મીઠી છે, દૂધ સાત્ત્વિક

છે, તો ઘી વધારે સાત્વિક છે, ગુલાબ સુગધી છે, તો તેનુ અત્તર વધારે સુગધી છે

આજકાલ નબળા બાંધાના લોકોને ડૉક્ટરો વીટામીનની ટીકડીઓ ખાવાની સલાહ આપે છે આ વીટામીન શુ છે ? અનાજનુ સત્ત્વ કે બીજુ કઈ ? એક માણસને પચીસ રોટલી ખાવાની કહી હોય તો તે ખાઈ શકે નહિ ઉલટો ડૉક્ટરને કહે કે સાહેબ ! વધારે માંદો પાડવો છે કે શુ ? પરતુ વીટામીનની ટીકડી સહેલાઈથી ખાઈ જાય તેમા આનાકાની કરે નહિ આવી વીટામીનની એક ટીકડીમા પચીસપચાસ રોટલી કરતા પણ વધારે સત્ત્વ હોય છે, અને તેથી જ વીટામીનની ટીકડીઓ ખાનારમા ઝડપી શક્તિ આવે છે નવકાર એ જિનશાસનનુ વિટામીન છે

નવકારનો વિશેષ પરિચય આપતા શાસ્ત્રકાર ભગવત કહે છે કે તે ચૌદપૂર્વેનો સમ્યગ્ ઉદ્ધાર છે આનો અર્થ સમજ્યા ? જો સમજ્યા હો તો જ હા પાડજો, નહિ તો વિષય આગળ ચાલશે અને સમજવાનુ રહી જશે જેઓ ઉપાશ્રયે નિયમિત આવનારા છે અને સાધુ-મહાત્માઓનુ વ્યાખ્યાન સાભળનારા છે, તેમણે પૂર્વોનુ નામ સાભળ્યુ હશે અને તેનુ થોડુ સ્વરૂપ પણ જાણ્યુ હશે પરતુ અહીં બેઠેલાઓમાના કેટલાક તો નવા જ આવનારા છે, એટલે આ વસ્તુ અહીં સ્પષ્ટ સમજાવીશુ

તીર્થંકર ભગવતે અર્થથી પ્રરૂપેલા અને ગણધર ભગવતોએ શબ્દથી ગુથેલા એવા જે દ્વાદશ (બાર) અગ

સૂત્રો (અ ગો) તે દ્વાદશાગી કહેવાય તેમા બારમુ અ ગ દૃષ્ટિવાદ, તે ઘણુ વિશાળ અને ઘણુ ગહન તેના પાચ ભાગો તે-(૧) પરિકર્મ, (૨) સૂત્ર, (૩) પૂર્વગત, (૪) અનુયોગ અને (૫) ચૂલિકા × તેમા પરિકર્મ સાત પ્રકારનુ, સૂત્ર બાવીશ પ્રકારના, પૂર્વ ચૌદ પ્રકારના, અનુયોગ બે પ્રકારનો અને ચૂલિકાઓ પ્રથમના ચાર પૂર્વ પરની આ બારમુ અ ગ હાલ વિચ્છેદ છે, એટલે અ ગોની સ ખ્યા અગિયારની ગણાય છે

ચૌદ પૂર્વોમા પહેલુ ઉત્પાદ, બીજુ આગ્રાયણી, ત્રીજુ વીર્યપ્રવાદ, ચોથુ અસ્તિપ્રવાદ, પાચમુ જ્ઞાનપ્રવાદ, છઠ્ઠુ સત્યપ્રવાદ, સાતમુ આત્મપ્રવાદ, આઠમુ કર્મપ્રવાદ, નવમુ પ્રત્યાખ્યાનપ્રવાદ, દશમુ વિદ્યાપ્રવાદ, અગિયારમુ અવ ધ્ય (કલ્યાણપ્રવાદ), બારમુ પ્રાણાવાય, તેરમુ ક્રિયાવિશાલ અને ચૌદમું લોકબિન્દુસાર

આ દરેક પૂર્વમા એક એક વિષયનુ અગાધ જ્ઞાન ભરેલુ હતું આજની ઈન્સાયકલોપીડિયા કે આજના વિશ્વ કોશો તેની આગળ કોઇ હિસાબમા નહિ દશમા વિદ્યા પ્રવાદપૂર્વમા વિદ્યા અને મ ત્રોનો મોટો સ ગ્રહ હતો અને તે દરેકની આમ્નાયો પણ તેમા બતાવેલી હતી જે વિદ્યા કે મ ત્ર આમ્નાયસહિત હોય તેજ ઉપયોગી થાય અને તેનુ જ શાસ્ત્રોક્ત ફલ મળે આમ્નાય વિના બધુ નકામુ કુચી ન હોય તો તાળુ શુ કામ લાગે ?

× દિગમ્બર-પર પરામાં ત્રીજો ભાગ પ્રથમાનુયોગ અને ચોથો ભાગ પૂર્વગત મનાય છે સ

આ અપૂર્વ શાસ્ત્રોનુ મથન કરીને જ્ઞાનીઓએ તેમાથી જે તત્ત્વ કાઢયુ, તેનુ નામ નવકાર આવો નવકાર જેના મનમા વસ્યો હોય, એટલે કે જે મનથી તેનુ સ્મરણ-ચિંતન કરતો હોય, તેને સસાર કઈ પણ કરી શકતો નથી ઊદરને જેમ બિલાડાનો ભય છે, બકરીને જેમ વાઘનો ભય છે, તેમ આત્માને સસારનો ભય છે સસાર એટલે સસરણ, એક ગતિમાથી બીજી ગતિમા જવાની ક્રિયા ગતિ કેટલી? ચાર-દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક તેમા ઉત્પન્ન થવાના સ્થાનોના પ્રકાર એટલે જીવયોનિ કેટલી? ચોરાસી લાખ જ્યા સુધી આત્માને આ ચાર ગતિ અને ચોરાશી લાખ જીવયોનિમા પરિભ્રમણ કરવું પડે છે, ત્યા સુધી તેને વિવિધ પ્રકારના દુખો ભોગવવા પડે છે, વિવિધ પ્રકારની યાતનાઓ સહન કરવી પડે છે, પરંતુ નવકારને મનમા ધારણ કર્યો, એટલે આ ભીષણ, ભયાનક કે ભયકર સસાર તેને કઈ પણ કરી શકતો નથી, અર્થાત્ તેને દૂર હઠી જવું પડે છે અને મુક્તિ મોક્ષ કે નિર્વાણ માટેનો માર્ગ મોકળો કરી આપવો પડે છે

આ નવકારનો મહિમા કેવો છે? તેનુ સ્વરૂપ કેવુ છે? તેની ગણનાનો શો વિધિ છે? તેનાથી કેવા લાભો થાય છે? વગેરે બાબતો તમને સમજાવવી છે, જેથી તમે એનુ સ્મરણ-ચિંતન-ધ્યાન બરાબર કરી શકો અને મનુષ્ય-ભવનુ મહાફળ પામી શકો શાસ્ત્રકાર ભગવતોએ મનુષ્ય-જન્મના આઠ મોટા ફળો બતાવ્યા છે, તે સાભળો

पूज्यपूजा दया दानं, तीर्थयात्रा जपस्तपः ।
श्रुतं परोपकारश्च, मर्त्यजन्मफलाष्टकम् ॥

'પૂજ્યોની પૂજા કરવી, દયા પાળવી, દાન દેવું, તીર્થયાત્રાએ જવું, નવકારનો જપ કરવો, તપનુ આચરણ કરવું, શાસ્ત્રોનો અભ્યાસ કરવો અને પરોપકારપરાયણ થવું, એ આઠ મનુષ્યજન્મના મોટા ફળો છે '

દેવતાઓ ભોગવિલાસમા મસ્ત હોય છે, એટલે તેઓ નવકારનો જપ કરી શકતા નથી, તિર્યંચો બુદ્ધિની વિકલતાને લીધે નવકારનો જપ કરી શકતા નથી, અને નારકીના જીવો સતત યાતના ભોગવી રહેલા હોય છે, એટલે ત્યા નવકારનો જપ કરવા જેટલી ચિત્તની શાતિ હોતી નથી બાકી રહી મનુષ્યગતિ માત્ર તેમા જ નવકારનો જપ સારી રીતે થઈ શકે છે, અને તેથી જ શાસ્ત્રકાર ભગવતોએ તેને મનુષ્યજન્મનુ મહાફળ કહેલુ છે

નમસ્કારના મહિમાનુ અમે વર્ણન કરીએ, તે પહેલા તમને એના પર્યાયો એટલે અપરનામો કેટલા છે ? તે જણાવી દઈએ, જેથી તેને ઓળખવામા ભૂલ ન થાય શાસ્ત્રોમા તેને માટે નમુક્કાર, નમોક્કાર, પચનમુક્કાર, પચનમોક્કાર, નમસ્કાર, પચનમસ્કાર, પચનમસ્કૃતિ, પરમેષ્ઠિનમસ્કાર, પચપરમેષ્ઠિનમસ્કાર, પચમગલ, પચમગલમહાશ્રુતસ્કધ, પચગુરુનમસ્કાર, નમસ્કાર મત્ર, નમસ્કાર મહામત્ર, પરમેષ્ઠિમત્ર, પચપરમેષ્ઠિમત્ર, સિદ્ધમત્ર, શાશ્વતમત્ર, પરમમત્ર, મહામત્ર વગેરે નામો વપરાયેલા છે × કોઈક સ્થળે તેને

× દિગમ્બરો નવકારને ણમોકાર કે ણમોક્કાર તરીકે ઓળખે છે

અઘમર્ષણ એટલે પાપનો નાશ કરનાર પણ કહેવામા આવ્યો છે

કેટલાક કહે છે કે 'નવકાર તો સાદા સરળ શબ્દોની રચના છે, તેને મત્ર શી રીતે કહેવાય?' પરતુ મત્રના અક્ષરો ક્લિષ્ટ કે કૂટ જ હોવા જોઈએ, એવો કોઈ નિયમ નથી વિષધરસ્ફુલિંગ મત્રમા नमिऊण पास विसहर वसह जिणफुलिंग' એ અઢાર અક્ષરો આવે છે આ પણ સાદા અને સરળ શબ્દોની જ રચના છે તેમાં ક્લિષ્ટ કે કૂટ અક્ષરો નથી વળી અન્ય દર્શનીઓમા 'રામ' એવા બે સાદા અક્ષરોને જ મત્ર માનવામા આવ્યો છે અને તેનુ અચિંત્ય ફલ બતાવેલુ છે, એટલે नमो अरिहंताणं વગેરે સાદા અક્ષરોની રચના પણ મત્ર હોઈ શકે છે '

કેટલાક કહે છે કે 'નવકારને તીર્થંકરોએ અર્થથી પ્રરૂપ્યો છે અને ગણધર ભગવતોએ શબ્દથી ગુથ્યો છે, એટલે તેને સૂત્ર કહેવાય, પણ મત્ર શી રીતે કહેવાય?' પરતુ આમ કહેનારાઓને એ ખ્યાલ નથી કે કોઈ પણ સૂત્ર મત્રરૂપ હોઈ શકે છે 'मननात् त्रायते इति मन्त्र —જે મનન કરવાથી તારે તે મત્ર' મત્રની આ સીધી અને સાદી વ્યાખ્યા છે નવકારનુ મનન સસારસાગરમાથી તારનારુ છે, એ વાત તો અમે આ વ્યાખ્યાનના પ્રારભે જ કહી ગયા છીએ, એટલે નવકારને મત્ર માનવામા કોઈ વિસગતિ નથી '

કેટલાક કહે છે કે 'નવકારને આપણા આગમોમા કોઈ સ્થળે મત્ર કહ્યો હોય તો બતાવો ' તેનુ સમાધાન

પણ કરવુ જોઈએ શ્રી મહાનિશીથસૂત્રમા નીચેનો પાઠ આવે છે ' नमो अरिहंताणं सत्तक्खरपरिमाणं अणंतगमप ज्जवत्थपसाहगं सव्वमहामंत-पवरविज्जाणं परमबीअभूअं- નમો અરિહતાણ એ (પ્રથમ અધ્યયન) સાત અક્ષરના પરિણામવાળુ, અનત ગમ, પર્યવ અને અર્થના પ્રકર્ષને સાધનારુ તથા સર્વ મહામત્રો અને સર્વ પ્રવર વિદ્યાઓનુ બીજ છે ' મહામત્રોનુ બીજ તે સ્વય મહામત્ર ખરો કે નહિ?

નમસ્કારનુ મત્રત્વ દેખાડતી એક પ્રાચીન ગાથા નીચે મુજબ છે

पणव-हरिया-रिहा, इइ मंतह बीआणि सप्पहाणाणि ।
सव्वेसिं तेसिं मूलो, इक्को नवकारवरमंतो ॥

' પ્રણવ એટલે ॐ, ह्रीँ તથા अर्हँ વગેરે પ્રભાવશાળી બીજો છે, તે સર્વેનુ મૂળ એક નવકારમત્ર છે '

આમ નવકારનુ મત્રત્વ સિદ્ધ છે, તેથી જ શાસ્ત્રોમા તેને નમસ્કારમત્ર, નમસ્કારમહામત્ર, પરમેષ્ઠિમત્ર, પચ પરમેષ્ઠિમત્ર, સિદ્ધમત્ર, શાશ્વતમત્ર, પરમમત્ર, મહામત્ર વગેરે કહેલ છે

કેટલાક કહે છે કે ' નવકારને મત્ર કહો એ તો ઠીક છે, પણ તેને સિદ્ધ, શાશ્વત, પરમ, મહા એવા વિશેષણો શા માટે લગાડો છો? ' આના ઉત્તરમા અમારે કહેવુ જોઈએ કે કારણ વિના કાર્ય બનતુ નથી, એટલે કે નવકારરૂપી મત્રને આ વિશેષણો લગાડવામા પણ ચોક્કસ

કારણો રહેલા છે નવકાર એ સિદ્ધ પુરુષોનો કહેલો મત્ર છે અથવા કદી નિષ્ફળ જતો નથી, એમ બતાવવા માટે તેને સિદ્ધમત્ર કહેવામા આવે છે બીજા મત્રો એક કાળે હોય છે, અન્ય કાળે હોતા નથી, જ્યારે નવકારમત્ર તો ત્રણે કાળ ટકવાવાળો છે, માટે તેને શાશ્વત મત્ર કહેવામા આવે છે, અને નવકાર જેવો ઉત્તમ અન્ય કોઈ મત્ર નથી, તેથી તેને પરમ કે મહામત્ર કહેવામા આવે છે ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ પરમેષ્ઠિ-ગીતામા કહે છે

શ્રી નવકાર સમો જગિ, મત્ર ન યત્ર ન અન્ય,
વિદ્યા નવિ ઔષધ નવિ, એહ જપે તે ધન્ય

દુનિયાના અન્ય મત્રો એક એક કાર્યને સિદ્ધ કરનારા છે, ત્યારે નવકારમત્ર સર્વ કાર્યોને સિદ્ધ કરનારો છે, તેથી તે ઉત્તમ, શ્રેષ્ઠ, પરમ કે મહા કહેવાય છે શ્રીવૃદ્ધનમસ્કારફલ સ્તોત્રમા કહ્યુ છે કે-

वसियरणुच्चाडणखोभणेसु सुइखोभथंभणाईसु ।
एमुच्चिय पवरओ तहा पउत्तो नमुक्कारो ॥५१॥
मतनरपारद्धाइ जाइ कज्जाइ ताइ सव्वाइ वसमेइ
ताण चिय नियमुमरणपुव्वारद्धाण सिद्धिकरो ॥५२॥

'વશીકરણ, ઉચ્ચાટન, થોભણ, પ્રસૂતિ, ક્ષોભ અને સ્થભન આદિ કાર્યોને વિષે વિધિપૂર્વક પ્રયુક્ત થયેલો નવકાર જ સમર્થ છે

અન્ય મત્રોથી પ્રારભેલા જે કાર્યો સિદ્ધ થતા નથી,

તે સર્વ પણ નવકારના સ્મરણપૂર્વક પ્રારભેલા હોય તો શીઘ્ર સિદ્ધ થાય છે '

નવકાર મ ત્ર ઉત્તમ, શ્રેષ્ઠ, પરમ કે મહા હોવા છતા તેની સિદ્ધિ અન્ય મ ત્રો કરતા જલ્દી થાય છે, તે એની મોટામા મોટી ખૂબી છે આ વસ્તુ શિવકુમારની કથા દ્વારા વધારે સ્પષ્ટ સમજાશે

## શિવકુમારની કથા

યશોભદ્ર નામે એક શેઠ હતા, જે ઉત્તમ શ્રાવક ગણાતા તેમને એક પુત્ર હતો, તેનુ નામ શિવકુમાર આ પુત્ર મોટો થતા જુગારના છદે ચડયો અને વિશ્વાસઘાત બન્યો સુધરવા માટે પિતાએ ઘણી શિખામણ આપી, પણ તે માન્યો નહિ પત્થર પર ગમે તેટલુ પાણી રેડીએ, તો પણ એ કયા ભીજાય છે? અથવા કૂતરાની પૂછડીને છ મહિના ભોયમા રાખીએ તો પણ એ સીધી થતી નથી વ્યસની-દુષ્ટ માણસોની હાલત પણ આવી જ હોય છે તેઓ કોઈનુ માનતા નથી, કોઈની વાત ધ્યાનમા લેતા નથી કાળજાની કોર જેવો એમનો એક પુત્ર અને તેની આ હાલત, તેથી યશોભદ્ર શેઠના મનમા ઘણુ દુ ખ રહેતુ હવે પોતાનો અ ત સમય નજીક આવ્યો, ત્યારે આ શેઠે પોતાના પુત્રને પાસે બેસાડીને કહ્યુ ' તે અત્યાર સુધી મારી કોઈ વાત માની નથી અને તેનુ મને ઘણુ દુ ખ છે, પરતુ જતા પહેલા તારા હિતની એક વાત કહુ છુ, તે બરાબર ધ્યાનમા રાખજે કદી તારા પર કોઈ આફત આવી પડે,

તો નવકારમંત્રનું સ્મરણ કરજે એથી તારી આફત દૂર થશે ' શિવકુમારે પિતાની આ છેલ્લી વાત અંગીકાર કરી

પિતા મરણ પામ્યા અને શિવકુમારે જુગારી-દારૂડિયા વગેરેની સોબતે ચડી બધી માલમત્તા ગુમાવી દીધી પાસે કંઈ પણ રહ્યું નહિ અને ખાવાના પણ સાંસા પડવા લાગ્યા માણસ પાસે પૈસો હોય છે, ત્યારે તેને એક પ્રકારનું જોર રહે છે, કેફ રહે છે અને તે કેફને લીધે તે આગળ-પાછળનું બહુ વિચારી શકતો નથી પરંતુ પાસેથી પૈસો ખલાસ થાય છે અને ખાવાના પણ વાંધા પડે છે, ત્યારે તેની સાન ઠેકાણે આવી જાય છે પરંતુ એ રાંડયા પછીનું ડહાપણ છે, એટલે શા કામનું ?

શિવકુમારને માથે દેવું થયું, એટલે તેણે પોતાનું ગામ છોડી બીજે જવાનો વિચાર કર્યો અને એક દિવસ પોતાનું ગામ છોડયું રસ્તામાં ત્રિદંડી મળ્યો તેણે શિવકુમારને નિસ્તેજ જોઈને પૂછયું 'કેમ ભાઈ ! શું ફીકરમાં પડયા છો ?' ત્યારે શિવકુમારે પોતાની કથની કહી

ત્રિદંડીએ કહ્યું 'હું મંત્ર જાણું છું તું ઉત્તરસાધક બની જા તેનાથી સોનાનો પુરુષ થશે તે મંત્રાધિષ્ઠિત હોવાથી તેના હાથ પગ કાપી લેતાં બીજા દિવસે નવા આવી જશે આ રીતે તને પુષ્કળ ધન મળી જશે પછી આ જીંદગીમાં કોઈ વાર ધનની ચિંતા કરવાની રહેશે નહિ પરંતુ આ મંત્રની સાધના કાળી ચૌદશની રાત્રે કરવી પડે છે '

શિવકુમારને લાગ્યુ કે 'આ તો ઘણુ સારુ ' તેથી ત્રિડીની વાત તેણે કબૂલ રાખી અને કાળી ચૌદશ ક્યારે આવે ? તેની રાહ જોવા લાગ્યો એમ કરતા કાળી ચૌદશ આવી, ત્યારે ત્રિદડીએ કહ્યુ 'શિવકુમાર ! તુ એક અક્ષત મડદુ શોધી લાવ અને પૂજાની સામગ્રી લઈને અમુક સ્મશાનમા આવ ત્યા આપણુ કામ ચાલુ થશે '

કામ કઠણુ હતુ પણુ શિવકુમારને લક્ષ્મીની લાલચ જાગી હતી, એટલે તેણે કોઈપણુ પ્રકારે એક મડદુ મેળવ્યુ અને તે પૂજાની સામગ્રી લઈને ગામથી કેટલેક દૂર આવેલ એક સ્મશાનમા હાજર થયો ત્યા ત્રિદડીએ એક માડલુ બનાવ્યુ અને તેમા પેલા શબને ગોઠવી તેના એક હાથમા તીક્ષ્ણુ ધારવાળી તલવાર આપી પછી શિવકુમારને કહ્યુ કે 'તું આ મડદાના પગે તેલ ઘસવા માડ હુ મત્રનો જપ કરુ છુ ' આમ કહી ત્રિદડી મત્રનો જપ કરવા બેસી ગયો

પરતુ શિવકુમારને આ બધુ દૃશ્ય જોઈ બીક લાગવા માડી મત્રબળથી મડદુ કદાચ સજીવન થાય અને પોતાના શિર પર તલવારનો પ્રહાર કરે તો ? તેના મનમા ભાંજગડ થવા લાગી અને પોતે આ ત્રિદડીનો વિશ્વાસ કરવામા ભૂલ ખાધી છે, એમ લાગવા માડ્યુ પણુ રાત્રિનો ઘોર અધકાર ચારે બાજુ વ્યાપેલો હતો, વળી એકાત સ્મશાન ભૂમિ હતી, એટલે નાસી જવુ પણુ શી રીતે ? આ વખતે પુણ્યોદયે તેને પિતાની હિતશિક્ષા યાદ આવી, એટલે તે એકાગ્ર ચિત્તે નવકાર મત્રનુ સ્મરણુ કરવા લાગ્યો

આ બાજુ ત્રિદંડીના મંત્રજપથી શબ ઊભું થઈને શિવકુમારનો વધ કરવા જાય છે, ત્યાં હાથમાની તલવાર નીચે પડી અને તે પણ ધબ કરતું નીચે પડ્યું શિવકુમારનો બચાવ થયો આ પ્રભાવ કોનો ? નવકાર મંત્રના જપનો થોડીવાર તેનું એકાગ્ર ચિત્તે સ્મરણ કર્યું, તેમાં આટલું ફળ મળ્યું

ત્રિદંડી વિચાર કરે છે કે આમ કેમ બન્યું ? મંત્રમાં કઈક ભૂલ થઈ હશે, એટલે તેણે મડદાના હાથમાં તરવાર આપી ફરીવાર મંત્રની ગણના ચાલુ કરી મંત્ર પૂરો થતાં શબ ઊભું થયું, પણ તે ચાલવા જાય છે, ત્યાં જ તેના હાથમાંથી તલવાર હેઠી પડી અને તે પણ ધબાક કરતું નીચે પડ્યું આથી ત્રિદંડીને શંકા જાગી અને તે પૂછવા લાગ્યો કે ' ભાઈ ! તું કાંઈ મંત્ર જાણે છે ?' શિવકુમારને ખબર નથી કે પોતે ગણી રહેલા મંત્રના પ્રભાવથી જ ત્રિદંડીનો મંત્ર અને પરિશ્રમ નિષ્ફળ જાય છે એટલે તે કહે છે કે 'હું કોઈ મંત્ર જાણતો નથી, જો જાણતો હોત તો અહીં આવત શા માટે ?'

આથી ત્રિદંડીએ પોતાની બધી ક્રિયાવિધિ તપાસી, બધું ઠીક ઠાક કરી, ફરી મંત્ર જપવા માંડયો ત્રિદંડી પોતાના મંત્રબળથી પેલા મડદામાં વૈતાલને અધિષ્ઠિત કરતો હતો, પણ નવકાર મંત્રના બળ આગળ તેનું કઈ ચાલતું ન હતું હવે ત્રીજી વારના મંત્રજપથી મડદું ઊભું થયું, પણ તેણે પોતાના હાથમાની તલવાર ઉત્તરસાધક પર ચલાવવાને બદલે ત્રિદંડી પર ચલાવી અને તેનું મસ્તક ધડથી

છૂટું પડી ગયું જ્યાં એ મસ્તક માંડલામાં હવેની યજ્ઞ વેદિકામાં પડયું, ત્યાં સુવર્ણપુરુષ ઉત્પન્ન થયો

શિવકુમાર સમજી ગયો કે આ બધો પ્રતાપ મે ગણેલા નવકાર મંત્રનો જ છે જો આજે મે નવકાર મંત્રને સ્મર્યો ન હોત તો જે હાલ આ ત્રિદંડીના થયા, તે મારા થયા હોત માટે હવેથી આ નવકાર મંત્રની નિત્ય વારવાર રટના કરવી

પછી તે પેલા સુવર્ણપુરુષને પોતાના સ્થાને લઈ ગયો અને તેના પ્રભાવથી થોડા જ વખતમાં શ્રીમંત બની ગયો તેણે પોતાને મળેલ અખૂટ ધનનો ઉપયોગ સુંદર જિનચૈત્ય બંધાવવામાં, તેમજ દીનઅનાથનો ઉદ્ધાર કરવામાં કર્યો અને તેથી તેનો યશ પૃથ્વીમાં વિસ્તાર પામ્યો તે સર્વ વાતે સુખી થયો અને છેવટે પોતાનું જીવન પણ સુધારી ગયો

આમ નવકાર મંત્ર બીજા કોઈ પણ મંત્ર કરતા જલ્દી સિદ્ધ થાય છે, તે અચિંત્ય કાર્યો કરે છે અને અનેકના જીવન સુધારી નાખે છે તેના પ્રભાવ વગેરેનું વર્ણન અવસરે કરાશે



વ્યાખ્યાન બીજું

## નમસ્કારનો અચિંત્ય પ્રભાવ

[ મંગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યું કે– ]

મહાનુભાવો !

નવકાર એ જિનશાસનનો સાર છે, ચૌદ પૂર્વનો સમ્યગ્ ઉદ્ધાર છે અને ભાવથી ગણનારને સંસારસાગરમાંથી તારનાર છે, એ વસ્તુ તમને કહી ગયા. વળી તેના કેટલા નામો છે અને તેને મહામંત્ર શા માટે કહેવામાં આવે છે, તે પણ જણાવી ગયા. સાથે એ વસ્તુ પણ તમારા ધ્યાનમાં લાવવામાં આવી કે નવકારની ગણના શીઘ્ર ફલદાયી થાય છે અને તે અંગે શિવકુમારની કથા સંભળાવવામાં આવી. અમારા આ વક્તવ્ય પર તમે કંઈ ચિંતન-મનન કર્યું ખરું ?

શ્રવણ પછી મનન અને મનન પછી નિદિધ્યાસન એ જ્ઞાનપ્રાપ્તિનો સુવિહિત ક્રમ છે, એટલે અહીં જે વ્યાખ્યાન અપાય, તે એકાગ્ર ચિત્તે સાંભળ્યા પછી તેના પર ચિંતન-મનન કરવું જરૂરી છે.

નવકાર મંત્રનો પ્રભાવ અચિંત્ય છે. અચિંત્ય એટલે આપણે ન કલ્પી શકીએ તેવો. શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે–

वाहिजलजलणतक्करहरिकरिसंगामविसहरभयाइं ।
नासंति तक्खणेणं जिणनवकारप्पभावेणं ॥

'वाहि' એટલે વ્યાધિ, રોગ, આતંક તેનો ભય નવકાર

મંત્રની ગણના કરવાથી નાશ પામે છે વર્તમાનકાળે પણ એવા દાખલાઓ જોવામા આવે છે કે જે રોગ મટાડવામા વૈદ્ય–હકીમો–ડોકટરો નિષ્ફળ ગયા હોય, તે રોગ માત્ર નવકારની નિયમિત ગણના કરવાથી જ મટયો હોય

जल એટલે પાણી તેનો ભય પણ નવકાર મંત્રની ગણના કરવાથી નાશ પામે છે પાણીનું પૂર આવ્યું હોય કે ચારે બાજુ જળબબાકાર થઈ ગયુ હોય તે વખતે અંતરના શુદ્ધ ભાવથી નવકાર મંત્રનું સ્મરણ કરવામા આવે તો તેનું રક્ષણ થાય છે

जलण એટલે અગ્નિ તેનો ભય ઉત્પન્ન થયો હોય, ત્યારે આ નવકાર મંત્ર મેઘવૃષ્ટિ જેવું કાર્ય કરે છે નગરમા આગ લાગી હોય, તે ફડકે અને ભૂસકે આગળ વધી રહી હોય, સર્વ લોકો ત્રાસ પામીને ભાગતા હોય, ત્યારે નવકાર મંત્રનું આરાધન કરનારના હવેલી–હાટ આબાદ બચી ગયા હોય, એવા દાખલાઓ શાસ્ત્રમા નોધાયેલા છે

तक्कर એટલે તસ્કર, ચોર, લૂટારૂ, ધાડપાડુ તેનો ભય પણ નવકાર મંત્રના પ્રભાવથી નાશ પામે છે મારવાડના એક ગામમા ધાડ પડી, ધાડપાડુઓની નજર ખાસ કરીને એક જૈન શ્રીમંતના ઘર પર હતી આ શ્રીમંતને ખબર પડી કે ગામમા ધાડપાડુ આવ્યા છે અને તે હમણા જ અહીં આવી પહોચશે એટલે તે કઈ પણ બીજુ કર્યા સિવાય નવકાર મંત્ર ગણવા બેસી ગયા થોડી વારે ધાડપાડુ ત્યા આવી પહોચ્યા, પણ તેમને આ શેઠના ઘરમા કઇ મિલકત જ

દેખાય નહિ આડાઅવળા ફાંફા મારી તેઓ હજાર-બે હજારનો માલ લઈ ગયા, પણ આ વખતે શેઠની તીજોરીમાં ૭૦૦૦૦ રૂ નુ તો માત્ર સોનુ જ હતુ ! એ તીજોરી તેમના જોવામાજ આવી નહિ રસ્તે જતા ચોર મળે ત્યા પણ નવકાર મંત્ર ગણવાથી બચાવ થાય છે

હરિ શબ્દના અનેક અર્થો થાય છે, પણ અહી હરિ શબ્દથી સિંહ સમજવાનો છે સિંહનો ભય એટલે મહાભય તેના પંજામાથી મનુષ્ય છટકી શકે નહિ પરંતુ નવકાર મંત્રની ગણના કરવાથી એ ભય પણ દૂર થઈ જાય છે

કરિ એટલે હાથી તે પણ મસ્ત બનીને સામો આવતો હોય તો અનેક મનુષ્યોને ચગદી નાખે છે કે સૂંઢવતી પકડીને ચીરી નાખે છે અથવા તો દડાની જેમ હવામા ઉછાળી નીચે પટકે છે અને મારી નાખે છે એ ભયનુ નિવારણ પણ નવકાર મંત્રની ગણનાથી થાય છે

સગામ એટલે સંગ્રામ, યુદ્ધ, લડાઈ તે ફાટી નીકળતા અનેક મનુષ્યોના જાનની ખુવારી થાય છે અને તેમના ઘરબાર નાશ પામે છે પરંતુ આવા વખતે નવકાર મંત્રની અનન્ય મને ગણના કરી હોય તો આબાદ રક્ષણ થાય છે

વિસહર એટલે વિષધર, સાપ તેનો ભય પણ સામાન્ય મનુષ્યોને ઘણો થરથરાવે છે, કારણ કે તેનો દંશ થતા જ શરીરમાં ઝેર ચડવા લાગે છે અને થોડી વારમા મૃત્યુ નીપજે છે પરંતુ આવા વખતે નવકાર મંત્રની ગણના કરવાથી જેને સર્પદંશ થયો હોય, તેના પર નવકાર મંત્ર ભણીને

પાણી છાંટવામાં આવે તો ઝેર ઉતરી જાય છે અને મનુષ્યનો બચાવ થાય છે પણ આ નવકાર અનન્ય શ્રદ્ધાથી ભણાયેલો હોવો જોઈએ બીજા શબ્દોમાં કહીએ તો જેઓ નવકાર મંત્રની નિત્ય શુદ્ધ ભાવે ગણના કરે છે, તેનાથી આવું પરિણામ આવે છે

નવકાર મંત્રની ગણના કરવાથી આ પ્રકારના બીજા ભયો પણ નાશ પામે છે અને જ્યા બચાવની કોઈ બારી ન હોય ત્યાં બચાવનો માર્ગ ખુલ્લો થઈ જાય છે

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે જેણે ઘણું પુણ્યાનુબંધી પુણ્ય કર્યું હોય તેને જ નવકાર મંત્રની પ્રાપ્તિ થાય છે અને તેનાથી નરક તથા તિર્યંચની ગતિ અવશ્ય રોકાય છે એટલું જ નહિ પણ જન્માંતરમાં તેને ઉત્તમ કુલ, રૂપ, આરોગ્ય તથા સંપત્તિની પ્રાપ્તિ થાય છે× રાજકુમારી સુદર્શનાની કથા તમને આ વાતની ખાતરી કરાવશે

## રાજકુમારી સુદર્શનાની કથા

એક સમડી આકાશમાં ઉડતી હતી તેને કોઈ કવા બાજ શિકારીએ તીર માર્યું એ તીરથી ઘવાઈ તે નીચે પડી અને તરફડવા લાગી તેની બાજુમાં એક મુનિ ધ્યાનમા

×जिणेस नमुक्कारो पत्तो पुन्नाणुबंधिपुन्नेण।
नरयतिरियगइओ तस्सावस्स निरुद्धाओ ॥५५॥
हुंति नमुक्कारपभावओ य जम्मतरेऽवि किर तस्स।
जाइकुलरूवारुग्गसंपयाओ पहाणाओ ॥५८॥
—श्रीवृद्धनमस्कारफलस्तोत्र

ઊભા હતા તેમણે જોયુ કે આ સમડી સખ્ત ઘાયલ થઈ છે અને થોડી વારમા જ તેના પ્રાણ નીકળી જશે, એટલે તેને નવકાર મત્ર સભળાવ્યો

મૃત્યુ સમયે મનુષ્ય, પશુ કે પક્ષી કોઈને પણ નવકાર મત્ર સભળાવવામા આવે અને તેનુ ચિત્ત એમા ચોટે તો તેની ગતિ સુધરે છે જો મનુષ્ય સમકિતદૃષ્ટિ હોય અને તે અત સમયે નવકાર સાભળે તો અધ્યવસાયોની શુદ્ધિને લીધે તે દેવલોકમા ઉત્પન્ન થાય છે, માટે મૃત્યુસમયે નવકાર અવશ્ય સભળાવવો જોઈએ

આજે તો છેલ્લા શ્વાસોચ્છ્વાસ ચાલતા હોય, ઘરડિયો બોલતો હોય અને પ્રાણ જવાની તૈયારી હોય, ત્યારે પણ દવા કે ઇંજેકશનોનો મારો ચાલતો હોય છે જીવનની આ કેવી તૃષ્ણા! જીવનનો આ કેવો મોહ! આવી હાલતમા મનુષ્યનુ મરણ કેવી રીતે સુધરે? જો માણસ બેહોશ થઈ જાય તો અતકાળિયા જેવા કોઈ વૈદ્યને બોલાવી હેમગર્ભની માત્રા આપવામા આવે છે, જેથી તે હોશમા આવે * પણ તેને હોશમા લાવીને કરવાનુ શુ? વીલમા સહી કરાવી

*ભાવનગરના વૈદ્ય મગનલાલ ગમે તેવા બેહોશ માણસોને અમુક દવા આપી હોશમાં લાવતા પણ તે માટે રૂ ૫૦૦ની ફી લેતા આથી માણસો અત સમયે જ્યારે બીજો કોઈ ઈલાજ ન હોય, ત્યારે તેમને બોલાવતા અને તેઓ એ માણસને હોશમાં લાવી દેતા એ વખતે જો કોઈને કઈ પૂછવુ હોય કે સહી કરાવવી હોય તો કરાવી લેતા આ વૈદ્ય અતકાળે બોલાવવા જેવા હોવાથી તેમનુ નામ અતકાળિયો પડ્યુ હતુ

લેવાની, એજ કે બીજું કંઈ? પણ એ વિચાર નથી આવતો કે ‘બાપાજી ચાલ્યા, માટે લાવો તેમને નવકારની માત્રા આપીએ, જેથી તેમની સદ્ગતિ થાય.’

જ્યારે એમ લાગે કે આ માણસ બચવાનો નથી, ત્યારે સગાંવહાલાં કે સ્નેહીઓ નવકાર મંત્ર સંભળાવવા માંડે છે. જો કંઈક ઠીક હોય ને સંભળાવવા માંડે તો માંદો માણસ કહે છે કે ‘શું હું મરવા પડ્યો છું કે મને નવકાર સંભળાવો છો?’ પણ એને ખબર નથી કે નવકાર મારનારી નહિ પણ તારનારી વસ્તુ છે. બેહોશીમાં નવકાર સંભળાવો તો એ શી રીતે સાંભળે? તેનાથી કંઈ અર્થ સરે નહિ. એટલે બિમારી ગંભીર લાગતી હોય તો તેને પ્રથમથી જ નવકાર મંત્ર સંભળાવવો જોઈએ.

મૃત્યુ-સમય નજીક લાગે ત્યારે શ્રાવકે પોતાના સઘળાં પાપોની આલોચના કરી લેવી જોઈએ, ચોરાશી લાખ જીવાયોનિના જીવોને ખમતખામણાં કરી લેવા જોઈએ અને અરિહંત, સિદ્ધ, સાધુ તથા કેવલીપ્રજ્ઞપ્ત ધર્મનું શરણું અંગીકાર કરી પંચપરમેષ્ઠિના સ્મરણમાં જ મનને લગાડવું જોઈએ.

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે—

पढियव्वो गुणियव्वो सुणियव्वो समणुपेहियव्वो य।
एसऽन्नया वि निच्च किमंग पुण मरणकालम्मि॥

‘અન્ય કાળે પણ આ નવકાર નિત્ય ભણવા લાયક, ગણવા લાયક, સાંભળવા લાયક અને સારી રીતે અનુપ્રેક્ષા—

ચિંતવન કરવા લાયક છે, તો પછી મરણકાળ માટે તો પૂછવું જ શું ?'

સમર્થ શ્રુતધરો પણ મરણસમય નજીક આવતાં દ્વાદશાંગ શ્રુતને છોડી માત્ર નવકાર મંત્રનું જ સ્મરણ કરે છે. મલ્લધારીય શ્રી હેમચન્દ્રસૂરિકૃત ઉપદેશમાલામાં કહ્યું છે કે-

जलणाइ भए सेसं मोत्तुं इक्कपि जह महारयणं ।
घिप्पइ संगामे वा, अमोहसत्थं जह तहेह ॥
मोत્તुंपि बारसंगं स एव मरणंमि कीरए जम्हा ।
अरहंतनमोक्कारो, तम्हा सो बारसंगत्थो ॥

'અગ્નિ વગેરેનો ભય આવી પડે ત્યારે બાકીની બધી વસ્તુઓ છોડીને એક મહારત્નને ગ્રહણ કરાય છે, (કારણ કે તેમ કરવાથી પલાયન આદિ ક્રિયા સુખપૂર્વક થઈ શકે છે) અથવા સંગ્રામની અંદર (લાકડી, તલવાર, ભાલા વગેરે શસ્ત્રો છોડીને) અમોઘ એવા બાણ કે શક્તિને ગ્રહણ કરવામાં આવે છે, તેમ અહીં પણ મરણ આવી પડે ત્યારે તે અવસ્થામાં સ્મરણ કરવાને અશક્ય એવા દ્વાદશાંગને સ્થાને જે કરાય, તેને દ્વાદશાંગનો અર્થ માનવો જોઈએ.'

મરણ સમયે નવકાર કેવી રીતે ગણવો જોઈએ ? તેનો શાસ્ત્રકાર ભગવંતોએ વિધિ બતાવ્યો છે. તેઓ ફરમાવે છે કે અંત સમય નજીક આવતાં સંવિગ્ન મન વડે, અસ્ખલિત, સ્પષ્ટ અને મધુર સ્વર વડે તથા કરબદ્ધ યોગમુદ્રાથી યુક્ત પદ્માસને બેઠેલી કાયા વડે, સમ્યક્ પ્રકારે, સ્વયં નવકારનો સંપૂર્ણ ઉચ્ચાર કરવો. જો બળ ઘટવાથી તેમ કરવાનું

શક્ય ન હોય તો પંચપરમેષ્ઠિના નામને અનુસરનારા 'અ સિ આ ઉ સા' એવા પાંચ અક્ષરોનું સમ્યક્ પ્રકારે મનમાં સ્મરણ કરવું અને એટલી પણ શક્તિ ન હોય તો માત્ર ઓમ્ એવા અક્ષરનું જ ધ્યાન કરવું, કારણ કે ૐ અક્ષર વડે અરિહંત, અશરીરી (સિદ્ધ), આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ મુનિઓ (સાધુઓ) સંગ્રહિત થયેલા છે અહીં કોઈ પ્રમાણની ઇચ્છા રાખતું હોય તો અમે જણાવીએ છીએ કે આર્ષવિદ્યાનુશાસનના પ્રથમ સમુદ્દેશમાં નીચેની ગાથા કહેલી છે –

अरहंता असरीरा आयरिया उवज्झाया तहा मुणिणो ।
पढमक्खरनिप्पण्णो ओंकारो पंचपरमिट्ठी ।

આ ગાથાનું તાત્પર્ય એ છે કે અરિહંતનો પ્રથમાક્ષર अ લઈએ, અશરીરી (સિદ્ધ)નો પ્રથમાક્ષર अ લઈએ, આચાર્યનો પ્રથમાક્ષર आ લઈએ, ઉપાધ્યાયનો પ્રથમાક્ષર उ લઈએ અને મુનિ (સાધુ)નો પ્રથમાક્ષર म् લઈ તેની સંધિ કરીએ તો ओम् બને છે अ + अ = आ आ + आ = आ आ + उ = ओ ओ + म् = ओम्

જે ઓમ્ એવા એક અક્ષરનું ધ્યાન કરવાને પણ અસમર્થ છે, તે પાસે રહેલા કલ્યાણમિત્રોના સમુદાય પાસેથી અમૃતતુલ્ય નવકાર મંત્રને સાંભળે અને તે સાંભળતી વખતે હૈયામાં આ પ્રમાણે ભાવના કરે

'આ નવકાર એ સારની ગાંઠડી છે, કોઈ દુર્લભ વસ્તુની પ્રાપ્તિ છે, ઇષ્ટનો સમાગમ છે અને પરમ તત્ત્વ છે

'અહોહો ! આજે હુ ભવસમુદ્રના તટને પામ્યો છુ અન્યથા કયા હુ ? કયા આ ? અને કયા મારો તેની સાથેનો સમાગમ ?

'હુ ધન્ય છુ, કૃતપુણ્ય છુ કે જેથી અનત ભવસમુદ્રમાં ભ્રમણ કરતા અચિંત્ય ચિંતામણિ એવો નવકાર મત્ર પામ્યો '

વાચકવર ભગવતો કહે છે કે–

जेणेस नमुक्कारो सरिओ भावेण अतकालम्मि ।
तेणाहूय सुक्खस्स दुक्खस्स जलज्जल दिन्नो ॥

'અતકાળે જેણે આ નવકારને ભાવપૂર્વક સ્મર્યો છે, તેણે સુખને આમત્ર્યુ છે અને દુખને તિલાજલિ આપી છે'

મુનિરાજે સમડીને મત્ર સભળાવતા તેનુ દિલ નવકાર મત્ર ઉપર ચોટયુ, તેના મત્રમાં શુભ ભાવનો ઉદય થયો અને એ અવસ્થામા મરણ પામતા તે સિહલદ્વીપના રાજાને ત્યા સુદર્શના નામની કુવરી રૂપે જન્મી

સમડી એટલે અતિ હિસક પક્ષી તે પ્રાય નરકમાથી જ આવે અને પ્રાય નરકમા જ જાય તે અગે બૃહત્ સગ્રહણીમા કહ્યુ છે કે–

वाला दाढी पक्खी, जलयर नरयाऽऽगयाउ अइक्रूरा ।
जति पुणो नरयेसु, बाहुल्लेण न उण नियमो ॥

'વ્યાલ એટલે સર્પાદિ, દાઢવાળા તે વાઘ-સિહાદિ, પક્ષી એટલે ગીધ-સમડી આદિ, જલચર એટલે મગરમચ્છ વગેરે ઘણુા ભાગે નરકમાથી આવેલ હોય અને અતિ ક્રૂર

પરિણામવાળા હોવાને લીધે પ્રાય નરકમા જ જાય આ વસ્તુ નિયમા નહિ, પણ બાહુલ્યથી જાણવી '

સમડીએ આખી જીદગી પાપમા વીતાવી હતી, કોઈ શુભ કાર્ય કર્યુ ન હતુ, પરતુ અત સમયે નવકારને પામી અને તેનુ દિલ તેમા ચોટ્યુ તેના પ્રભાવે તે મનુષ્યનો ઉત્તમ જન્મ પામી, એટલુ જ નહિ પણ રાજકુળમા જન્મી કે જ્યા દરેક જાતની સુખભોગની સામગ્રી ભરપૂર હતી આ નવકાર મત્રનો કેવો અજબ પ્રભાવ!

અત સમયે નવકાર મત્ર સાભળવાથી અને દિલ ચોટવાથી પશુ-પક્ષીઓ પણ દેવની ગતિ પામે છે, તો મનુષ્યનું કહેવુ જ શુ ?

વર્તમાન ચોવીશીના તેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ ભગવાન અને તેમના પૂર્વભવના વરી કમઠ યોગીની વાત તો તમે જાણતા જ હશો વારાણસીમા ગગાનદીના કિનારે કમઠ યોગી હઠયોગના પ્રયોગરૂપ પચાગ્નિ તપ કરી રહ્યો હતો તે વખતે કુમાર-અવસ્થામા રહેલા શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ ત્યા જવાનુ થયુ ત્યા ધર્મસબધી વાર્તાલાપ થયો વધારે સ્પષ્ટ કહીએ તો વાદ થયો શ્રી પાર્શ્વનાથ પ્રભુએ કહ્યુ 'ધર્મનુ મૂળ દયા છે જેઓ જીવદયા જાણતા નથી, તેમનો યોગ અને તેમના જપ-તપની બધી ક્રિયા ફોગટ છે ' કમઠે કહ્યુ 'અમે દયા બરાબર પાળીએ છીએ તેમા જે ભૂલ થતી હોય તે બતાવો '

તે જ વખતે શ્રી પાર્શ્વનાથ પ્રભુએ પ્રચડ અગ્નિમા બળી રહેલુ એક લાકડુ બહાર કઢાવ્યુ અને તેને સેવકો

પામે ચીરાવ્યુ, તો તેમાથી અર્ધપ્રજ્વલિત કાયાવાળો એક નાગ બહાર નીકળી પડયો આ જોઈ કમઠ ભોઠો પડયો અને તેના અજ્ઞાન તપની હાસી થઈ આ બાજુ જીવનના છેલ્લા શ્વાસ લઈ રહેલા નાગને નવકારમત્ર સભળાવવામા આ યો તે નાગે બરાબર સાભળ્યો × અને તેનુ દિલ તેમા ચોટ્યુ, આથી મરણ પામીને તે ધરણેન્દ્ર નામનો અપૂર્વ ઋદ્ધિવાળો દેવ થયો

કબલ અને સબલ નામના બે બળદો પણ અત સમયે નવકાર પામતા કબલ અને સબલ નામના દેવ થયાનુ પ્રસિદ્ધ છે

આ રીતે બીજા પણ અનેક દૃષ્ટાતો છે, એટલે અત સમયે નવકાર મત્ર સ્મરવાથી કે સાભળવાથી પ્રાણીની સદ્ગતિ થાય છે, એ નિશ્ચિત છે

સુદર્શના મોટી થતા તેને પૂર્વભવે સાભળેલો નમસ્કાર કેવી રીતે યાદ આવે છે? પછી તેના જીવનમા કેવો પલટો થાય છે? તે પોતાના પૂર્વભવના મૃત્યુસ્થાને આવી કેવા કેવા ધાર્મિક કાર્યો કરે છે? વગેરે અધિકાર જ્ઞાની ભગવતોએ દીઠયુ હશે, તો હવે પછી કહેવાશે

× નવમરમનના છદમા કહ્યુ છે કે—

સભળાવ્યો શ્રી નવકાર સ્વય મુખ ઈન્દ્રભુવન અવતાર
સો ભવિયાં ભત્તે ચોકમે ચિત્ત નિત્ય જપિયે નવકાર

અને શ્રી વીરવિજયજી મહારાજે પચક યાણકપૂજનમાં કહ્યુ છે કે—

સેવકમુખ નવકારસે, ધરણેન્દ્ર બનાયા

આ પરથી શ્રી પાર્શ્વનાથ પ્રભુએ અથવા તો તેમના સેવકે નાગને નવકાર મત્ર સભળા યો એ નિશ્ચિત છે

વ્યાખ્યાન ત્રીજુ

## નમસ્કારનો અચિંત્ય પ્રભાવ

## [ ૨ ]

[ મંગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યુ કે— ]

મહાનુભાવો !

નમસ્કાર મંત્રના અચિંત્ય પ્રભાવ વિષે ગત વ્યાખ્યાનમા કેટલુક કહેવાયુ છે અને બીજુ આજે કહેવાનુ છે, તે તમે એકાગ્ર ચિત્તે શ્રવણ કરો કાયા અહીં અને મન બીજે એ સ્થિતિમા શાસ્ત્રશ્રવણ સફળ થઈ શકતુ નથી

શાસ્ત્રકાર ભગવતો કહે છે કે—

नमस्कारसमो मन्त्र, शत्रुञ्जयसमो गिरि ।
वीतरागसमो देवो, न भूतो न भविष्यति ॥

'નમસ્કાર જેવો મંત્ર, શત્રુંજય જેવો ગિરિ અને વીતરાગ જેવો દેવ અન્ય કોઈ હતો પણ નહિ અને થશે પણ નહિ' તાત્પર્ય કે આ ત્રણે વસ્તુઓ પોતપોતાના ક્ષેત્રમા અજોડ છે, અનન્ય છે, અપૂર્વ છે અપૂર્વ વસ્તુનો મહિમા અપૂર્વ હોય, પ્રભાવ અચિંત્ય હોય એમા આશ્ચર્ય શુ ?

નવકાર મંત્રનો અચિંત્ય પ્રભાવ દર્શાવતા શાસ્ત્રકાર ભગવતો કહે છે કે–

ताव न जायइ चित्तेण, चिंतिय पत्थियं च वायाए ।
काएण पारद्ध, जाव न सरिओ नमुक्कारो ॥

'ચિત્તથી ચિતવેલુ, વચનથી પ્રાર્થેલુ અને કાયાથી આરભેલુ કાર્ય ત્યા સુધી જ ધતુ નથી કે જ્યા સુધી આ નવકારને સ્મરવામા આવ્યો નથી ' તાત્પર્ય કે નવકાર મત્રના પ્રભાવથી સર્વ કાર્યોની સત્વર સિદ્ધિ થાય છે

ता सयग्गओ सिद्धिओ, मगलाई च अहिल्सतेण ।
सव्वत्थ सया सम्म, चिंतेयव्वो नमुक्कारो ॥

'તે કારણ માટે સકલ સિદ્ધિઓ અને મગલને ઇચ્છતા આત્માએ સર્વત્ર, સદા, સમ્યક્ પ્રકારે નવકારને ચિતવવો જોઈએ '

સિદ્ધિ અને મગલની તમે બધા ઇચ્છા રાખો છો, પણ દિવસમા નવકારમત્રની ગણના ક્યારે અને કેટલી કરો છો ? શ્રાવકનુ પ્રથમ કર્તવ્ય નિદ્રામાથી જાગ્રત થતા જ નવકારમત્રનુ સ્મરણ કરવાનુ છે 'नवकारेण विबोहो' એ પદથી શાસ્ત્રકાર ભગવતોએ આ વસ્તુ સ્પષ્ટ કરી છે પરતુ આજે તો આ કર્તવ્યપાલનમા ચે શિથિલતા દેખાય છે કેટલાક પથારીમાથી ઉઠતાવેત ચા દેવીનુ સ્મરણ કરે છે સુધરેલા લોકો તેને બેડ-ટી કહે છે બેડ-ટી એટલે પથારીમાની ચા, પથારીમાંથી ઉઠતા વેત પીવાની ચા ઉઠીને પહેલુ કામ પરમેષ્ઠિને સ્મરવાનુ હોય કે મુખમા ચા પધરાવવાનુ હોય ! આ અનાર્ય સસ્કાર છે, જીવનને પાયમાલ કરનાર છે ત્યાર પછી શ્રાવકે ઉઠતા, બેસતા, ભોજન વેળાએ, બહાર જતા, રાત્રે સૂતી વખતે, એમ અનેક વાર નવકાર ગણવાનો હોય છે

કેટલાક કહે છે કે 'આ રીતે વારવાર નવકાર ગણવાનુ પ્રયોજન શું ?' પણ પ્રયોજન વિના તો શાસ્ત્રકારો એવો આદેશ આપે જ નહિ તેઓ એમ ઇચ્છે છે કે સસાર વ્યવહારના કાર્યો તમે ભલે કરો, પણ તમારુ મન તો નવકારમત્રમા જ રાખો, જેથી તમારી વૃત્તિ અને પ્રવૃત્તિ બનેમા ધરખમ સુધારો થશે અને તમે સદ્ગતિના ભાગી થશો આ કારણે તેમણે વારવાર નવકારમત્રનુ સ્મરણ કરવાનો આદેશ આપેલો છે

હવે આપણે સુદર્શનાને યાદ કરીએ તે ધીમે ધીમે મોટી થાય છે અને સ્ત્રીઓને યોગ્ય સર્વ કલાઓ શિખી લે છે માનસરોવરમા હસલીની જેમ તે રાજમહેલમા સુખ ચેનથી રહે છે અને સર્વે તેને ખમ્મા ખમ્મા કરે છે

હવે એક દિવસ એ સુદર્શના રાજસભામા બેઠી છે, ત્યા એક શ્રાવક આવ્યો તેનુ નામ ઋષભદત્ત હતું આગળ નામો પણ કેવા સુદર પડતા ? એ નામ સાભળતા પ્રભુનુ સ્મરણ થતુ અને મન પવિત્ર બનતુ પરતુ લોકોની મનોવૃત્તિ ફરી, તેમ નામો પણ ફર્યા અને આજે તો તેમા નહિ ધારેલુ એવુ પરિવર્તન થઈ ગયુ છે

ઋષભદત્ત નવકારમત્રનો પ્રેમી હતો, એટલે દિવસમા અનેકવાર નવકારમત્રની ગણના કરતો અને જ્યારે બગાસુ કે છીંક આવે, ત્યારે 'નમો અરિહતાણ' એવા પ્રકટ શબ્દો બોલતો યોગાનુયોગથી સભામા તેને છીંક આવી, એટલે તે 'નમો અરિહતાણ' એવા શબ્દો બોલ્યો

તે રાજકુમારી સુદર્શનાએ બરાબર સાભળ્યા એ શબ્દો સાભળતા જ તેને એમ લાગ્યુ કે આવા શબ્દો મે ક્યાક સાભળ્યા છે ખરા એ પર વધારે વિચાર કરતા તેને મૂર્છા આવી ગઈ

રાજા તથા સભાજનો વિચારમા પડી ગયા કે એકાએક આ શુ થયુ ? બધાની નજર 'નમો અરિહ તાણ' પદ બોલનાર પેલા શ્રાવક પર પડી પણ તેના મુખ પર કોઈ જાતનો ગભરાટ ન હતો સેવકોએ પ ખા વડે પવન નાખ્યો અને ઠડુ જળ છાટ્યુ, એટલે રાજકુમારીની મૂર્છા વળી અને તેને પૂર્વભવનુ સ્મરણ થયુ તેથી તે કહેવા લાગી કે 'પૂર્વ ભવમા હુ સમડી હતી અને એક વાર આકાશમા ઉડી રહી હતી, ત્યારે એક શિકારીએ મને બાણ માર્યું, તેનાથી ઘવાઈ ને હુ નીચે પડી તે વખતે મારી આખર વેળા જાણીને પાસે ઊભેલા એક સાધુ-મહાત્માએ મને 'નમો અરિહ તાણ' વગેરે નવકારમ ત્રના પદો સ ભળાવ્યા તેના પ્રભાવથી હુ અહી રાજકુમારી તરીકે ઉત્પન્ન થઈ' આ સાભળી બધા ચકિત થયા અને નવકારમ ત્રનો પ્રભાવ વખાણવા લાગ્યા

સુદર્શનાએ આ મ ત્ર પેલા શ્રાવક પાસેથી બરાબર શિખી લીધો અને તે વારવાર એનુ રટણ કરવા લાગી નવકારમ ત્રમા અજબ ખૂબી એ છે કે જેમ જેમ તેનું સ્મરણ કરવામા આવે, તેમ તેમ ધર્મ પ્રત્યે અનુરાગ પ્રકટ થતો જાય અને છેવટે મનુષ્ય ધર્મપરાયણ બની જાય શાસ્ત્રકાર

ભગવંતોએ તો ત્યાં સુધી કહ્યું છે કે 'જેઓ આજ સુધીમાં પરમપદને પામ્યા, પામે છે અને પામશે તે બધો આ નવકારમંત્રનો પ્રભાવ જાણવો.' વળી તેમણે એમ પણ કહ્યું છે કે 'ચતુરંગ સેનાની અંદર જેમ સેનાની મુખ્ય હોય છે, તેમ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપની આરાધનામાં ભાવનમસ્કાર મુખ્ય છે.'

આ રીતે નવકારની નિત્ય નિયમિત ગણનાથી સુદર્શના ધર્મપરાયણ બની અને તે અવસર પામીને પોતાના પૂર્વ ભવના મૃત્યુસ્થાને આવી. આ સ્થાન ભરૂચની પાસે આવેલ કોરંટવનમાં હતું. ત્યાં તેણે એક સુંદર જિનમંદિર બંધાવ્યું અને તેમાં વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીની ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. આ જિનમંદિર સમળીવિહારના નામથી જગતમાં પ્રસિદ્ધ થયું.

પછી સુદર્શના પોતાના દેશમાં પાછી ન ફરતાં ત્યાં જ રહી અને તેણે આખું જીવન બ્રહ્મચારિણી તરીકે વ્યતીત કર્યું. તેણે સાધર્મિક તથા સાધુઓની ભક્તિ કરવામાં ઘણું દ્રવ્ય વાપર્યું અને ઊંચામાં ઊંચું શ્રાવકપણું પાળીને અંતે અણસણ કરવાપૂર્વક દેવગતિ પ્રાપ્ત કરી.

નવકારમંત્રના પ્રભાવથી અગ્નિ શાંત થઈ જાય છે, સિંહ શિયાળવા જેવો બની જાય છે, વનહસ્તી મૃગના બચ્ચાનું અનુકરણ કરે છે અને ભયંકર સર્પ ફૂલની માળા બની જાય છે. શ્રીમતીની કથા સાંભળો, એટલે તમને આ વાતની પ્રતીતિ થશે.

## શ્રીમતીની કથા

પોતનપુર નગરમા સુવ્રત નામનો શ્રાવક હતો તે શ્રાવકના આચારમા ઘણો નિપુણ હતો તેની પુત્રી શ્રીમતી પણ ધર્મના સારા સસ્કારો પામીને શ્રાવકના આચારમા નિપુણ બની હતી શ્રાવકના આચારનુ પહેલુ પગથિયુ નવકારમત્રની ગણના છે, એ હમણા જ અમે કહી ગયા. શ્રીમતી શ્રાવકના આચારમા નિપુણ હોઈને સૂતા, ઉઠતા, બેસતા નવકારની ગણના કરતી હતી

હવે ઉમર લાયક થતા તેના રૂપથી મોહ પામીને એક મિથ્યાદષ્ટિ શ્રેષ્ઠિપુત્રે તેના હાથની માગણી કરી અને સુવ્રત શેઠને (ઉપરથી શ્રાવક બનીને) કોઈ પણ પ્રકારે સમજાવીને તેની સાથે તેણે ધામધૂમથી લગ્ન કર્યા શ્રીમતી સાસરે ગઈ

શ્રીમતી ઘરનુ બધુ કામકાજ બરાબર કરે છે અને પોતાનો ધર્મ પણ આચરે છે પરતુ સાસુ અને નણદ ધર્મદ્વેષને લીધે બધો વખત તેનુ વાકુ બોલે છે અને તેના પતિના કાન ભભેરે છે આખરે તેનો પતિ તેનાથી વિમુખ થાય છે અને બીજી સ્ત્રી પરણવાનો વિચાર કરે છે પણ શ્રીમતી બેઠી હોય ત્યા સુધી બીજીને પરણવાનુ શક્ય નથી, એટલે તે એનુ કાસળ કાઢવાનો વિચાર કરે છે વિષયમા અધ બનેલો માનવી આ જગતમા કયુ અકૃત્ય નથી કરતો ?

શ્રીમતીનો પતિ એક ગારુડિક પાસે સર્પ મગાવે છે,

તેને ઘડામાં પૂરે છે, તેના પર ઢાંકણું દઈ દે છે અને એ ઘડો અંદરના અંધારા ઓરડામાં એક સ્થળે ગોઠવી દે છે આ કામ એટલું સીફતથી કરવામાં આવે છે કે શ્રીમતીને તેની કંઈ પણ ખબર પડતી નથી પછી પતિ શ્રીમતીને હુકમ કરે છે કે 'અંદરના ઓરડામાં ઘડો પડેલો છે, તેમાંથી મારા માટે પુષ્પો લઈ આવ '

પતિનો હુકમ થતાં શ્રીમતી અંદરના ઓરડામાં જાય છે, પણ એ વખતે નવકારમંત્રનું રટણ ચાલુ છે જ્યાં નવકારમંત્રના પદો અનન્ય ભાવથી રટાતાં હોય, ત્યાં કોઈ પણ કષ્ટ કે આફત આવી શકતી નથી

શ્રીમતી ઓરડામાં દાખલ થઈ, તેણે હાથ ફેરવીને ઘડાને શોધી કાઢ્યો અને તેનું ઢાંકણું ઉઘાડી અંદર હાથ નાખ્યો ઘડામાં પૂરાયેલા સાપને મનુષ્યની કોમળ આંગળીઓ અડે તો તેનું કેવું પરિણામ આવે, તે તમે બધા કલ્પી શકો છો પણ અહીં પરિણામ જુદું જ આવ્યું નવકાર મંત્રની અનંત ગણનાથી તુષ્ટ થયેલી શાસનદેવીએ એ ઘડામાંથી સર્પને ઉઠાવી લીધો હતો અને તેની જગાએ એક પુષ્પમાળ તથા કેટલાક સુંદર તાજા પુષ્પો મૂકી દીધા હતા શ્રીમતીના હાથમાં એ તાજાં પુષ્પો આવ્યાં અને તે એને ગ્રહણ કરીને બહાર લાવી

પતિને ખાતરી હતી કે હમણાં શ્રીમતી ચીસ પાડશે અને લોહીલોહાણ થઈ જશે, પણ શ્રીમતી તો હસતા વદને બહાર આવી અને તેણે પતિની આગળ તાજાં પુષ્પો ધર્યા આ પુષ્પોમાંથી અજબ સુગંધ પ્રકટી રહી હતી અને તે

સારાયે વાતાવરણને મઘમઘાવી રહી હતી પુષ્પોની આવી સુગંધ તેના પતિએ જીવનમા આ પહેલી જ વાર અનુભવી હતી

પતિ અજાયબી પામ્યો કે આમ કેમ બન્યુ ? એટલે તપાસ કરવા અંદર ગયો ત્યા પ્રકાશ કરીને જોયુ તો ઘડો એ જ હતો, પણ તેની અંદર ભયંકર સાપને બદલે સુગંધી પુષ્પની એક માળા પડેલી હતી આથી તે બધી વાત સમજી ગયો અને શ્રીમતીના ચરણે પડી વારંવાર પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યો

શ્રીમતીને તો હવે જ ખબર પડી કે આ તો મને મારી નાખવા માટે કાવતરુ રચાયુ હતું, પણ નવકારમંત્રના પ્રભાવથી મારો બચાવ થયો છે આથી તે ધર્મ પ્રત્યે વધારે અનુરાગવાળી થઈ અને પતિને કહેવા લાગી કે ‘ગઈ ગુજરી ભૂલી જાઓ અને હજી પણ કલ્યાણનો માર્ગ ગ્રહણ કરો.’

કુટુંબીઓએ આ વાત જાણી, ત્યારે તેમના આશ્ચર્યને અવધિ ન રહી તેઓ પણ નમી પડચા અને પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યા શ્રીમતીએ એ બધાને ધર્મના માર્ગે ચડાવી પોતાનુ કર્તવ્ય અદા કર્યું

કોઈ એમ માનતું હોય કે નવકારમંત્રના સ્મરણથી ભૂતકાળમા આવા પરિણામો આવ્યા હશે, પણ આજે તો કઈ જોવામા આવતુ નથી, તો એ ભૂલ છે આજે પણ નવનારનો એ અચિંત્ય પ્રભાવ બરાબર જોવામા આવે છે

થોડા વખત પહેલા જ્યારે અમારુ ચોમાસુ બેંગલોરમા

હતું, ત્યારે મદ્રાસની સાઉથ ઇંડિયન ફ્લોર મીલ્સવાળા શેઠ પુનમચંદ રૂપચંદ અમારી પાસે પર્યુષણ પર્વ કરવા આવ્યા પર્યુષણ પછી તેઓ બેંગલોરના એક ભાઈ સાથે મ્હૈસુર જવા મોટરમા નીકળ્યા રસ્તામા એ મોટરને અકસ્માત થયો એ જ વખતે એમના મુખમાથી 'નમો અરિહંતાણં' એ બે શબ્દો નીકળી પડ્યા જેમને નવકારમા શ્રદ્ધા હોય, જે નવકારની રોજ ગણના કરતા હોય તેના મુખમાથી જ અણીના વખતે આવા શબ્દો નીકળે

પછી શુ થયુ ? તેની તેમને ખબર ન પડી જ્યારે આંખો ખોલી ત્યારે તેઓ મોટરની બહાર ઊભેલા હતા અને તેમને કઈ પણ ઇજા થઈ ન હતી માત્ર બેંગલોરવાળા ભાઈને પગે જરા ઉઝરડો થયો હતો બાજુમા તૂટેલી મોટર પડી હતી તેનો દરવાજો ક્યારે ખુલ્યો ? કેમ ખુલ્યો ? ફરી પાછો બધ કેમ થઈ ગયો ? તે વિષે કોઈ કઈ પણ જાણતું ન હતું એટલે આ ચમત્કારિક બચાવ નવકારમંત્રની ગણનાથી જ થયો હતો, એ નિશ્ચિત હતું

આધુનિક યુગમા નવકારમંત્રની ગણના કરવાથી કેવા અજબ બનાવો બન્યા છે, તેની કેટલીક હકીકતો મુનિ કીર્તિવિજયજીએ (હાલના પન્યાસ શ્રી કીર્તિવિજયજી ગણિવરે) સસ્મરણની મીઠી નામના પુસ્તકમા આપી છે, તે ધ્યાનથી વાચજો, એટલે આ વિષયમા કોઈને કઈ શકા રહેતી હોય તેનુ નિવારણ થઈ જશે

નવકારમંત્ર વિષે હજી ઘણી અગત્યની વસ્તુઓ કહેવાની છે, તે અવસરે કહેવાશે

व्याख्या : चोथु

## नमस्कार अनादि कालनो छे

[ मगलाचरण कर्यां पछी पूज्य गुरुदेवे फरमाव्यु के- ]

महानुभावो !

शास्त्र ए दीपक छे, तेना प्रकाशथी आपणे वस्तुने बराबर जोई शकीए छीए अथवा शास्त्र ए भोमियो छे, ते आपणने वस्तुना विविध स्वरूपनो परिचय करावे छे अथवा शास्त्र ए प्रपा छे–परब छे के जे आपणी जिज्ञासारूपी तृषाने सारी रीते छीपावे छे

आ शास्त्रोना आधारे ज आपणे नमस्कारनु महा मत्रत्व जाणी शक्या तथा तेना अचित्य प्रभावथी परिचित थया अने हजी जे कई विशेष जाणवु छे, ते पण तेना आधारे ज जाणी शकीशु श्री प्रवचनसारोद्धारवृत्तिमा कह्यु छे के ' सर्वमन्त्ररत्नानामुत्पत्त्याकरस्य, प्रथमस्य, कल्पितपदार्थ करणैककल्पद्रुमस्य, विपविषधरशाकिनी डाकिनीयाकिन्यादिनिग्रह निरवग्रहस्वभावस्य, सकलजगद्वशीकरणाकृष्ट्याद्यव्यभिचारीप्रौढ प्रभावस्य, चतुर्दशपूर्वाणा सारभूतस्य पञ्चपरमेष्ठिनमस्कारस्य महिमाऽत्यद्भुत वरिवर्तते त्रिजगत्याकाल्मेति निष्प्रतिपक्षमेतत् सर्वसमयविदाम् । '

अही पञ्चपरमेष्ठिनमस्कारस्य ए पद विशेष्य छे अने तेनी आगळना बधा पदो विशेषण छे जे वस्तुनी विशेषता बतावे ते विशेषण कहेवाय सस्कृत भाषानु ए

ધોરણ છે કે વિશેષ્યને લાગતી વિભક્તિ વિશેષણને પણ લાગે આ પરથી આપણે જાણી શકીએ છીએ કે અહીં પઞ્ચપરમેષ્ઠિનમસ્કારને છ વિશેષણો લગાડવામા આવ્યા છે તે શી વિશેષતા બતાવે છે? તે જોઈએ

सर्वमन्त्ररत्नानामुत्पत्त्याकरस्य એ વિશેષણથી એમ કહેવામાં આવ્યુ છે કે જે સર્વ મ ત્રરૂપી રત્નોને ઉત્પ ન થવા માટે આકર એટલે ખાણ સમાન છે જેમ મણિ, હીરા, માણેક વગેરે રત્નો રોહણાચલ આદિ પર્વતોની ખાણોમાથી ઉત્પ ન થાય છે, તેમ બધા મ ત્રો નવકાર મ ત્રથી ઉત્પન્ન થાય છે

प्रथमस्य એ વિશેષણથી એમ કહેવામા આ યુ છે કે નવકાર એ પ્રથમ છે અર્થાત્ અનાદિ છે, મૂળ છે

कल्पितपदार्थकरणैककल्पद्रुमस्य એ વિશેષણથી એમ કહેવામા આવ્યુ છે કે જે મનોવાછિત સર્વ પ ાર્થોને પૂર્ણ કરવા માટે અદ્વિતીય કલ્પવૃક્ષ છે અહીં પ્રસ ગવશાત્ એ પણ જણાવી દઈએ કે કેટલાક જૈન મહર્ષિઓએ તો નવ કારને કલ્પવૃક્ષથી પણ અધિક કહ્યો છે જેમ કે—

किं एस महारयण ? किं वा चिंतामणि व्व नवकारो ? ।
किं कप्पदुमसरिसो ? न हु न हु ताणवि अहियरो ॥
चिंतामणिरयणाइ कप्पतरू इक्कजम्मसुहहेऊ ।
नवकारो पुण पवरो सग्गाऽपवग्ग ण दायारो ॥

'શુ આ નવકાર એ મહારત્ન છે? અથવા ચિતા મણિ સમાન છે? કે કલ્પવૃક્ષ સમાન છે? નહિ, નહિ એ તો તેનાથી પણ અધિકતર છે ચિતામણિ રત્ન વગેરે તો

માત્ર એક જન્મમા સુખનુ કારણ છે, જ્યારે શ્રેષ્ઠ એવો નવકાર તો સ્વર્ગ અને અપવર્ગ એટલે મોક્ષને આપનારો છે'

विषविषधरशाकिनीडाकिनीयाकिन्यादिनिग्रहनिरवग्रहस्वभा-वस्य એ વિશેષણથી એમ કહેવામા આવ્યુ છે કે જે વિષ, વિષધર, શાકિની, ડાકિની, યાકિની આદિનો નિગ્રહ અને નિરવગ્રહ કરવાના સ્વભાવવાળો છે અહીં વિષ શબ્દથી સોમલ, વછનાગ, અફીણ, મણશીલ, હેરતલ વગેરે સ્થાવર વિષો સમજવાના છે શાકિની, ડાકિની, યાકિની એ મનુષ્યને વળગનારી જૂદી જૂદી જાતની વ્યતરીઓ છે આદિ શબ્દથી અહીં મનુષ્યને વળગીને પીડા ઉપજાવનાર ભૂત, પ્રેત વગેરે બીજા પણ સમજવાના છે તેનો નિગ્રહ કરવો એટલે પરાભવ કરવો અને તેનો નિરવગ્રહ કરવો એટલે તેની અસરમાથી મુક્ત થવું આ બને શબ્દો લગભગ સમાન અર્થવાળા જ છે, પણ વસ્તુસ્થિતિને વધારે સ્પષ્ટ કરવા માટે અહીં એ પ્રકારે યોજાયેલા છે

*सकलजगद्वशीकरणाकृष्ट्याद्यव्यभिचारिप्रौढप्रभावस्य* એ વિશેષણથી એમ કહેવામા આવ્યુ છે કે જે સકલ જગતનુ વશીકરણ તથા આકર્ષણાદિ કરવામા અવ્યભિચારી અને પ્રૌઢ પ્રભાવવાળો છે અવ્યભિચારી એટલે જરૂર કાર્યસાધક, કદી પણ નિષ્ફળ નહિ જનારો અને પ્રૌઢ પ્રભાવવાળો એટલે અત્યત પ્રભાવશાળી તાત્પર્ય કે નવકાર મત્ર આખા જગતનુ વશીકરણ અને આકર્ષણાદિ કરવામા સફળ થનારો છે તથા અત્યત પ્રભાવ દેખાડનારો છે

ચતુર્દશપૂર્વાણા સારભૂતત્વ એ વિશેષણથી એમ કહેવામા આવ્યુ છે કે જે ચૌ૦ પૂર્વનો સાર છે

આવો જે પચપરમેષ્ઠિ નમસ્કાર તેનો મહિમાઽત્યદ્ભુત વરિવર્તતે-મહિમા અતિ અદ્ભુત છે અહીં પ્રેક્ષાકારીને પ્રશ્ન થાય કે નવકારનો આવો મહિમા અહીં જ દેખાય છે કે બીજે પણ દેખાય છે? તેના સમાધાન માટે વૃત્તિકારે ત્રિજગતિ શબ્દ મૂકેલો છે ત્રિજગતિ એટલે ત્રણ જગતમા, ત્રણ લોકમા, સ્વર્ગ, મર્ત્ય અને પાતાળમા તાત્પર્ય કે નમસ્કારનો પ્રભાવ માત્ર મર્ત્ય લોકમાં જ નહિ પણ સ્વર્ગ અને પાતાળમા પણ દેખાય છે અહીં પ્રેક્ષાકારીને કદાચ બીજો પ્રશ્ન એવો ઉઠે કે નમસ્કારનો આવો પ્રભાવ ક્યારથી વર્તે છે? તેના સમાધાનમા વૃત્તિકારે આકાલ એવુ પદ મૂક્યુ છે આકાલ એટલે જ્યારથી કાળ શરૂ થયો ત્યારથી, તાત્પર્ય કે અનાદિ કાળથી

અહીં કોઈ એમ સમજે કે આ મત-અભિપ્રાય એમનો એટલે વૃત્તિકારનો પોતાનો હશે, એટલે તેઓ ખુલાસો કરે છે કે નિર્વિવાદમેતત્ સર્વસમયવિદામ્-આ વસ્તુ સર્વ શાસ્ત્ર વેત્તાઓને-શાસ્ત્રીઓને કોઈ પણ જાતના પ્રતિપક્ષ એટલે વિવાદ સિવાય મજૂર છે'

આ પરથી એટલુ સિદ્ધ થાય છે કે નવકારમત્ર અનાદિ કાળથી ચાલ્યો આવે છે તેણે પોતાનો અચિત્ય પ્રભાવ ભૂતકાળમા દેખાડયો હતો, હાલ પણ દેખાડે છે અને ભવિષ્યમા પણ દેખાડશે

શ્રી નમસ્કારફલપ્રકરણમા કહ્યુ છે કે-

एसो अणाइकालो, अणाइजीवो अणाइजिणधम्मो।
तइया वि ते पढता, इसुच्चिय जिणनमुक्कारो ॥

'આ કાળ આદિ છે, આ જીવ અનાદિ છે અને આ જૈન ધર્મ પણ અનાદિ છે જ્યારથી એ છે, ત્યારથી આ જિનનમસ્કાર અર્થાત્ નવકાર મત્ર ભવ્ય જીવો વડે ભણાય છે '

અહીં થોડા શબ્દોમા ઘણુ કહેવાયુ છે અને તે તમારે બરાબર લક્ષમા રાખવા જેવુ છે, જેથી કોઈના ઉટાગ પટાગ લખાણો વાચીને ભ્રમમા પડવાનો વખત આવે નહિ

કાળ અમુક વખતે શરૂ થયો, એમ કોઈ કહી શકશે ખરુ ? કોઈ એમ કહેતું હોય કે તે અમુક વખતે શરૂ થયો, તો તે પહેલા શુ હતુ ? એ પ્રશ્ન ઊભો થાય છે ઉત્તરમા એમ કહેવામા આવે કે તે વખતે સર્વ શૂન્ય હતું, તો સર્વ શૂન્યનો ખ્યાલ પણ કાલ સિવાય આવી શકતો નથી દરેક વસ્તુની વર્તનાનો ખ્યાલ કાલથી જ આવે છે, એટલે યુક્તિથી પણ કાલને અનાદિ જ માનવો પડે છે

જીવ વિષે જૈન ધર્મમા ષટ્સ્થાનની પ્રરૂપણા થયેલી છે તે આ પ્રમાણે –

अत्थि जिओ सो निच्चो, कत्ता भोत्ता य पुन्नपावाण।
अत्थि धुवं निव्वाणं, तदुवाओ अत्थि छट्ठाणे ॥

(૧) જીવ છે, (૨) તે નિત્ય છે, (૩) તે શુભાશુભ કર્મનો કર્તા છે, (૪) તે શુભાશુભ કર્મના ફળો ભોગવનારો છે, (૫) તે સકળ કર્મમાથી મુક્ત થઇ નિર્વાણ-મોક્ષ પામી શકે છે, (૬) અને તે મોક્ષનો ઉપાય વિદ્યમાન છે '

નિત્ય એટલે શાશ્વત, ત્રણે કાલ રહેનારો જે વસ્તુ ત્રણે કાલ રહેનારી હોય તેની ઉત્પત્તિ કેમ થાય ? જો ઉત્પત્તિ માનવામા આવે તો એ વસ્તુ પહેલા ન હતી, એમ સિદ્ધ થાય અને તેને ત્રણે કાલ રહેનારી ગણી શકાય નહિ તાત્પર્ય કે એક વસ્તુને નિત્ય કહેવાનો અર્થ જ એ છે કે તે આદિ અને અત રહિત છે-અનાદિ-અનત છે અહી બીજા સ્થાનમા 'તે નિત્ય છે' એમ કહ્યુ છે, એટલે આત્માને અનાદિ-અનત સમજવાનો છે

ભગવદ્ગીતાના બીજા અધ્યાયમા પણ આવી જ માન્યતા પ્રકટ કરવામા આવી છે

न जायते म्रियते वा कदाचि-
न्नाय भूत्वा भविता न भूय ।
अजो नित्य शाश्वतोऽय पुराणो,
न हन्यते हन्यमाने शरीर ॥ २० ॥

'આ આત્મા કદી જન્મતો કે મરતો નથી અથવા પૂર્વે નહિ હોઇ ફરી નહિ હોય એમ પણ નથી એ અજ, નિત્ય, શાશ્વત અને પુરાતન છે, તેથી શરીર હણાય છે, છતા તે હણાતો નથી '

અપેક્ષાવિશેષથી આત્માને નિત્યાનિત્ય કહી શકાય, પણ બૌદ્ધો તેને એકાતે અનિત્ય અથવા ક્ષણિક માને છે, તે યુક્તિયુક્ત નથી તેઓ કહે છે કે દરેક ક્ષણે નવો આત્મા ઉત્પન્ન થાય છે જ્યારે તે ઉત્પન્ન થતો બધ થાય ત્યારે તેનુ નિર્વાણ થયુ કહેવાય તાત્પર્ય કે પછી તેનુ અસ્તિત્વ જ

રહેતું નથી, એટલે તેને સુખદુઃખ ભોગવવાનો પ્રશ્ન જ ઉઠતો નથી પરંતુ આવી માન્યતા ધરાવતા કર્મબંધન અન્યને થાય અને મોક્ષ પણ અન્યનો થાય એવી સ્થિતિ પેદા થાય છે, કારણ કે જે આત્માએ સારું કે ખોટું કર્મ કર્યું અને તેનો બંધ પડયો, તે આત્મા બીજી ક્ષણે તો હોતો જ નથી આ તો દવા ખાય એક અને તેનો લાભ થાય બીજાને, અથવા ખોદે ઊંદર અને ભોગવે ભોરિંગ એના જેવો ઘાટ છે, એટલે તે સિદ્ધાંત અસત્ છે અને તેથી બુદ્ધિમાન મનુષ્યો વડે તેનો સ્વીકાર થઈ શકે એમ નથી

બાલ્યાવસ્થામાં થયેલો અનુભવ યુવાવસ્થામાં સ્મૃતિમાં રહેલો જોવાય છે અને યુવાવસ્થામાં થયેલો અનુભવ વૃદ્ધાવસ્થામાં સ્મૃતિમાં રહેલો જોવાય છે જો આત્મા નિત્ય ન હોય તો એ કેમ બની શકે ? એટલે આત્મા નિત્ય છે, શાશ્વત છે અને તેથી તેને કર્મબંધ અને મોક્ષ સંભવે છે, એમ માનવું જ યુક્તિયુક્ત અને સાચું છે

જેમ કાલ અનાદિ છે, જીવ અનાદિ છે, તેમ જૈન ધર્મ પણ અનાદિ છે તેની શરૂઆત અમુક વખતે થઈ એવું નથી આ વસ્તુ અમે પ્રવાહની અપેક્ષાએ કહી રહ્યા છીએ બાકી અમુક કાલ પરત્વે તેની આદિ સંભવે છે અને તેથી જ તીર્થંકરોને આઇગરાણં અર્થાત્ ધર્મની આદિ કરનારા કહેવામાં આવે છે શ્રી ઋષભદેવ ભગવાનને આપણે આદિનાથ, આદિદેવ, યુગાદિદેવ વગેરે શબ્દોથી સંબોધીએ છીએ, તેમાં આદિ શબ્દ અમુક કાલની અપેક્ષાએ જ સમજવાનો છે

આજે તો ઇતિહાસ અને પુરાતત્ત્વના વિદ્વાનો પણ એ વાત કબૂલ કરવા લાગ્યા છે કે જૈન ધર્મ અનાદિ છે મેજર જનરલ ફર્લાંગ કહે છે કે 'જૈન ધર્મના પ્રારંભને જાણવો અસંભવિત છે' પ્રો વિરૂપાક્ષ એમ એ વેદતીર્થે એવા શબ્દો ઉચ્ચાર્યા છે કે 'જૈન ધર્મ નિઃસંશય પ્રાચીન કાળથી છે, કારણ કે 'अर्हन् इद दयसे विश्वमयम्' એવા વાક્યો વેદમા આવે છે' લોકમાન્ય ટિળક, મુંબઈ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ રાંગણેકર વગેરેએ પણ આવો જ અભિપ્રાય ઉચ્ચારેલો છે કેટલાક વર્ષો પહેલા 'જૈન ધર્મની પ્રાચીનતા' કે એવા જ કોઈ નામે એક પુસ્તક લખાયુ હતુ, તેમા આ બાબતના ઘણા પ્રમાણો આપેલા હતા હમણા અંગરેજીમા 'જૈનીઝમ-ધી ઓલ્ડ રિલિજિયન ઓફ ધી વર્લ્ડ' નામનુ પુસ્તક નીકળ્યુ છે, તેમા પણ આ બાબતના ઘણા પ્રમાણોનો સંગ્રહ છે' એટલે જૈન ધર્મ અનાદિ છે, એ બાબતમા કોઈએ કશી શંકા રાખવા જેવુ નથી

હવે આગળ વધીએ અને વિચાર કરીએ કે જો જૈન ધર્મ અનાદિ છે, તો અરિહંતો અનાદિ ખરા કે નહિ? જો અરિહંતો ન હોય તો ધર્મનુ પ્રવર્તન ન થાય, માટે તેમને પણ અનાદિ જ માનવા પડે હવે અરિહંતો નિર્વાણ પામ્યા પછી અવશ્ય સિદ્ધ થાય છે, તેમજ જે જીવો પોતાના સકલ કર્મ ખપાવે છે તે પણ સિદ્ધ થાય છે, એટલે સિદ્ધોને પણ અનાદિ જ માનવા પડે આ વાત તમારા અંતરમા લખી રાખો કે સિદ્ધશિલાની ઓપનીંગ સેરીમની એટલે ઉદ્ઘાટન ક્રિયા કોઈના હાથે થઈ નથી એ સ્થાન

તો અનાદિકાળથી ત્યા જ છે અને મુક્ત જીવોને પોતાના અગ્રભાગે સ્થાન આપી રહેલ છે ત્યા ગમે તેટલા જીવો ભેગા થાય તો પણ સકડાશ પડે એમ નથી, કારણ કે જીવ સ્વભાવે અરૂપી છે, એટલે એક સ્થાનમા ગમે તેટલી સખ્યામા રહી શકે છે

અરિહતો નિયમા ધર્મતીર્થને સ્થાપનારા હોય છે, એટલે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા વગેરેને પણ અનાદિ કાળના જ માનવા પડે હવે વિચાર કરો કે જ્યા સાધુ-સાધ્વીનો વિશાળ સમુદાય હોય, ત્યા આચાર્ય અને ઉપાધ્યાય હોય કે નહિ? જો આચાર્ય ન હોય તો ગચ્છને સાચવે કોણ અને સાધુઓની સારણા-વારણા-ચોયણા-પડિચોયણા કરે કોણ? વળી ઉપાધ્યાય ન હોય તો સાધુઓને દ્વાદશાગીનુ જ્ઞાનાત્મક અને ક્રિયાત્મક સ્વરૂપ સમજાવે કોણ? તાત્પર્ય કે સાધુઓને અનાદિ માનીએ, તેની સાથે આચાર્ય તથા ઉપાધ્યાયને પણ અનાદિ જ માનવા પડે આ રીતે જૈન ધર્મને અનાદિ માનતા પચપરમેષ્ઠિને પણ અનાદિ માનવા જ પડે હવે પચપરમેષ્ઠિ હોય ત્યા તેમને નમસ્કાર કરવાની ક્રિયા હોય કે નહિ? તેનો વિચાર કરો જો એવી ક્રિયા ન હોય તો અર્હદ્ભક્તિ, સિદ્ધભક્તિ, આચાર્યભક્તિ, ઉપાધ્યાયભક્તિ, સાધુભક્તિ આદિ તીર્થકર નામકર્મને બધાવનારા સ્થાનો શી રીતે હોય? આ સ્થાનોને એક અથવા વધારે પ્રમાણમા સ્પર્શ્યા વિના કોઈ આત્મા તીર્થકર નામકર્મ બાધતો નથી એટલે પચપરમેષ્ઠિની ભક્તિરૂપ

નમસ્કાર મંત્રને પણ અનાદિ માનવો જ પડે આથી પ્રસ્તુત ગાથામાં કહ્યું છે કે જ્યારથી જૈન ધર્મ છે, ત્યારથી આ નવકાર મંત્ર ભવ્ય જીવો વડે ભણાય છે

ઉપાધ્યાય શ્રી લાભકુશળજી મહારાજ નવકાર મંત્રના છંદમાં જણાવે છે કે–

આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઈ આદિ ન જાણે, ઇમ ભાખે ભગવંત

એટલે નમસ્કાર મંત્ર અનાદિકાલનો છે, એમ આપણે ખાતરીથી માનવું જોઈએ

આ વિષયમાં હજી કેટલુંક વક્તવ્ય બાકી છે, તે અવસરે કહેવાશે



વ્યાખ્યાન પાંચમું

## નમસ્કાર નિત્ય છે

[ મંગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યું કે- ]

મહાનુભાવો !

શાસ્ત્રકાર ભગવંતોએ નવકારને-નમસ્કારને જિનશાસનનો સાર કહ્યો છે, એનો અર્થ એમ પણ સમજવાનો કે નવકાર એ જિનશાસનની શોભા છે, જિનશાસનનું ભૂષણ છે અથવા તો જિનશાસનનો પ્રાણ છે તેના વિના જિન શાસનની કલ્પના જ થઈ શકે નહિ

અરિહંત અને સિદ્ધ એ બે દેવ છે, તથા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણ ગુરુ છે આ દેવ અને ગુરુ પ્રત્યેના નમસ્કાર-વિનય-ભક્તિને જિનશાસનમાંથી બાદ કરીએ તો બાકી શું રહે ? દેવ-ગુરુ પ્રત્યેના નમસ્કાર-વિનય-ભક્તિ વિના સમ્યક્ત્વ હોય ખરૂં ? શાસ્ત્રોમાં કહ્યું કે-

धम्मस्स होइ मूलं, सम्मत्त सव्वदोसपरिमुक्कं ।
तं पुण विसुद्धदेवाइ-स-त्तसद्दहणपरिणामो ॥

'સર્વ દોષોથી વિમુક્ત એવું સમ્યક્ત્વ ધર્મનું મૂળ છે અને તે વિશુદ્ધ દેવ, વિશુદ્ધ ગુરુ અને વિશુદ્ધ તત્ત્વોની પરમ શ્રદ્ધારૂપ છે'

એટલે દેવ-ગુરુ પ્રત્યેના નમસ્કાર-વિનય-ભક્તિ વિના સમ્યક્ત્વ હોય નહિ, એ સ્પષ્ટ છે જો સમ્યક્ત્વ ન હોય

તો સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ચારિત્ર હોય ખરા ? શાસ્ત્રોમા કહ્યુ છે કે—

नादसणिस्स नाण, नाणेण विना न हुति चरणगुणा।

'જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયુ નથી, તેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતુ નથી, અને જેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયુ નથી, તેને સમ્યક્ચારિત્ર પ્રકટ થતુ નથી '

તાત્પર્ય કે સમ્યકત્વના અભાવે સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર પણ સભવતા નથી આ રીતે દેવ-ગુરુ પ્રત્યેના નમસ્કાર-વિનય-ભક્તિ વિના સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમાથી કઈ પણ સભવતુ નથી હવે વિચાર કરો કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર વિના જિનશાસન હોય ખરુ ?

દાન, શીલ તપ, ભાવ એ બધુ શ્રી અરિહત દેવ અને નિર્ગ્રંથ ગુરુઓની નિશ્રાએ જ પ્રવર્તે છે, તેથી જિનશાસન અને નવકાર એ બેને આપણે અભિન્ન જ માનવા જોઈએ

શાસ્ત્રકાર ભગવતોએ કહ્યુ છે કે 'જેમ તલમા તેલ, કમલમા મકરદ અને સર્વ લોકમા પચાસ્તિકાય રહેલ છે, તેમ સકલ આગમોમા પચમગલમહાશ્રુતસ્કધ અતર્ગત રહેલ છે ' તેનો વાસ્તવિક અર્થ એ જ છે કે જિનશાસનનો પ્રાણ નવકાર છે તેના અભાવે જિનશાસનની કલ્પના થઈ શકે જ નહિ

કેટલાક કહે છે કે જૈન ધર્મ અનાદિ ખરો, પણ નવકાર તેમા પાછળથી આવ્યો આ કથન શરીર પહેલા ઘડાયુ અને લોહી તેમા પછીથી આવ્યુ, એના જેવુ છે

અહી વિચારવાનુ એ છે કે લેહી વિના માસ, મેદ, અસ્થિ, મજ્જા કે વીર્ય બની જ શી રીતે શકે ? એટલે આ મતવ્ય કોઈ બુદ્ધિમાન મનુષ્યને સ્વીકાર્ય થઈ શકે એવુ નથી જે આત્મા સમકિતી છે, શ્રદ્ધાળુ છે, શાસ્ત્રવચનને પ્રમાણભૂત માનનારો છે, તે તો કદી પણ નવકાર પછીથી રચાયો એવું માને જ નહિ

આજે કેટલાક વિદ્વાનો જે ધર્મશ્રદ્ધાથી રહિત છે અથવા તો ધર્મશ્રદ્ધામા અત્યત ઢીલા છે, તેઓ એવુ માનવા મનાવવાનો પ્રયત્ન કરે છે કે નવકારમત્ર પાછળથી રચાયો તે માટે તેઓ શાસ્ત્રની કેટલીક પક્તિઓ દેખાડે છે, પણ તેમા ચાલબાજી છે શાસ્ત્રપક્તિઓ જે હેતુથી લખાઈ હોય તે હેતુને બાજુએ રાખવો અને તેમાથી ભળતા જ અનુમાનો તારવવા એ વિદ્વાનનુ લક્ષણ નથી આમ છતા આવાઓ વિદ્વાનમા ખપે છે અને સમાજમા તેમની વિદ્વત્તાના વખાણ થાય છે, એ કાલની બલિહારી છે

એક દિગમ્બર વિદ્વને 'ણમોકાર મત્ર કે આદિ કર્તા' એ નામનો એક લેખ લખ્યો છે× અને તેમા શ્રી મહાવીર સ્વામી પછી આશરે છસો વર્ષે થયેલા છ્ક્ખડાગમ-

× આ લેખ શ્રીમન્ત શેઠ સિતાબરાય લક્ષ્મીચદ જૈન સાહિત્યોદ્ધારક ફડ-કાર્યાલય-અમરાવતી દ્વારા પ્રસિદ્ધ થયેલ ષટ્ખડાગમના પ્રથમ ખડના પ્રથમ ભાગના બીજા પુસ્તક જીવસ્થાન-સત્પ્રરૂપણાની પ્રસ્તાવનામાં પૃ૦ ૩૩ પર પ્રગટ થયેલ છે લખનાર પ્રધાનસમ્પાદક હીરાલાલ જૈન એમ એ, એલ્ એલ્ બી છે

ષટ્ખંડાગમના કર્તા (આચાર્ય ધરસેનના શિષ્ય) આચાર્ય પુષ્પદંતને નવકાર મંત્રના આદિકર્તા ઠરાવ્યા છે. આ આખોયે લેખ અનેક પ્રકારની વિસંગતિઓથી ભરેલો છે અને કેટલાક વિદ્વાનો કેવી ભ્રમજાળ રચે છે, તેના એક નમૂના રૂપ છે. તેથી જ અમે અહીં તેની સંક્ષેપથી આલોચના કરવા ઇચ્છીએ છીએ.

આ લેખના બે વિભાગો છે. તેમાં પ્રથમ વિભાગની શરૂઆત કરતાં જણાવ્યું છે કે–

जो ख्याति और प्रचार हिन्दुओमें गायत्री मन्त्रका है तथा बौद्धोमें त्रिसरण मन्त्रका है, वही जैनियोमें णमोकार मन्त्रका है। धार्मिक तथा सामाजिक सभी कृत्यों व विधानों के आरम्भमें जैनी इस मन्त्रका उच्चारण करते हैं। यही उनका दैनिक जपमन्त्र है। इसकी प्रख्यातिका एक पद्य निम्न प्रकार है, जो नित्य पूजन विधानमें उच्चारण किया जाता है—

एसो पंच-णमोयारो, सव्वपावप्पणासणो।
मंगलाण च सव्वेसिं, पढम होइ मंगलं॥

अर्थात् यह पंचनमस्कार मन्त्र सब पापोंका नाश करनेवाला है और सब मंगलोंमें प्रथम (श्रेष्ठ) मंगल है।

લેખનો આ પ્રારંભ ઠીક છે. પણ તેમાં होइ પાઠ આવ્યો છે, તે બરાબર નથી, કારણ કે દિગમ્બર ગ્રંથ મૂળાચારના ષડાવશ્યકાધિકારમાં 'पढम हवदि मंगल' એવો પાઠ છે.

પછી તે લખે છે કે 'इस मन्त्रका प्रचार तीनों सम्प्रदायों–

दिगम्बर, श्वेताम्बर और स्थानकवासियोंमें समानरूपसे पाया जाता है। तीनों सम्प्रदायके प्राचीनतम साहित्यमें भी इसका उल्लेख मिलता है। किन्तु अभी तक यह निश्चय नहीं हुआ कि इस मन्त्रके आदिकर्ता कौन हैं। यथार्थतः यह प्रश्न ही अभी तक किसीने नहीं उठाया और इस कारण इस मन्त्रको अनादिनिधन जैसा पद प्राप्त हो गया है।'

સપ્રદાયોની ગણના કરાવતા તેણે દિગમ્બર નામ પહેલું મૂક્યુ છે અને શ્વેતામ્બર નામ પછી મૂક્યુ છે, તે એનો દિગમ્બર સપ્રદાય તરફનો પક્ષપાત બતાવે છે, કારણ કે દિગમ્બર સપ્રદાય તો ઘણો પાછળથી નીકળેલો છે પરતુ એ ચર્ચા અત્યારે અહીં નહિ કરીએ

તે જણાવે છે કે 'ત્રણે સપ્રદાયના પ્રાચીનતમ સાહિત્યમા પણ એનો ઉલ્લેખ મળે છે, પરતુ હજી સુધી એ નિશ્ચય થયો નથી-કે એ મત્રના આદિકર્તા કોણ? વાસ્તવમા આ પ્રશ્ન આજ સુધી કોઈએ ઉઠાવ્યો નથી અને તેથી આ મત્રને અનાદિનિધન જેવું સ્થાન પ્રાપ્ત થઈ ગયુ છે' આ આખુ એ વિધાન ભ્રાત છે પ્રથમ તો ત્રણ ફીરકા પાસે પ્રાચીનતમ સાહિત્ય નથી સ્થાનકવાસીઓ તો માત્ર ચારસો વર્ષ પહેલા જ નીકળ્યા, તેમની પાસે પ્રાચીનતમ સાહિત્ય ક્યાથી હોય? દિગમ્બર સમાજ પાસે પણ પ્રાચીનતમ સાહિત્ય નથી, તેણે મૂળ શાખામાથી જૂદા પડ્યા પછી કેટલાક ગ્રથો બનાવ્યા છે તેને પ્રાચીનતમ શી રીતે કહી શકાય? દિગમ્બરોએ પોતાના મતની પુષ્ટિ માટે નવી ગ્રથરચનાઓ કરી એટલે 'મૂળ આગમો નષ્ટ પામ્યા છે, શ્વેતામ્બરોના આગમો બનાવટી

છે ' વગેરે વસ્તુનો પ્રચાર કર્યો અને તે હજી પણ ચાલુ છે પરંતુ એ સૂર્યના સામે ધૂળ ઉડાડવા જેવું છે! એથી શ્વેતામ્બર અર્વાચીન અને દિગમ્બર પ્રાચીન એવું સિદ્ધ થઈ શકતું નથી આજે જૈનોના તમામ ફીરકાઓમા પ્રાચીન સાહિત્ય માત્ર શ્વેતામ્બર મૂર્તિપૂજકો પાસે જ છે અને એ વાત વિદેશી તટસ્થ વિદ્વાનોએ પણ કબૂલ રાખી છે

શ્વેતામ્બરોના પ્રાચીન સાહિત્યમા એ વસ્તુ સ્પષ્ટ કરવામા આવી છે કે અર્થની પ્રરૂપણા તીર્થકરો દ્વારા અને સૂત્રની રચના ગણધરો દ્વારા થાય છે, એટલે પંચમંગલ-મહાશ્રુતસ્કંધરૂપ નવકારની પ્રરૂપણા પણ અર્થથી તીર્થકર દ્વારા અને સૂત્રની રચના ગણધર દ્વારા થયેલી છે આ વસ્તુ લેખકે આગળ જતા શ્વેતામ્બર માન્યતાના ઉલ્લેખમા શ્રીમહાનિશીથસૂત્રનું જે પ્રમાણ આપ્યુ છે, તેમા જ સ્પષ્ટ કરાયેલી છે, પરંતુ લેખકને તો નમસ્કાર મંત્ર અન્યનો બના વેલો સિદ્ધ કરવો છે અને હજી સુધી કોઈએ તેની રચ નાનો પ્રશ્ન ન ઉઠાવ્યો, એ ઉઠાવીને પોતાની અસાધારણતા બતાવવી છે, એટલે તેના પર લક્ષ શા માટે આપે?

આવશ્યકચૂર્ણિમા સ્પષ્ટ કહ્યુ છે કે 'जहा पच अत्थिकाया निच्चा एव नमुक्कारो त्ति—જેમ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવા સ્તિકાય એ પાચ અસ્તિકાય નિત્ય છે, તેમ નમસ્કાર મંત્ર પણ નિત્ય છે પછી કોઈ પણ સમકિતી કે શ્રદ્ધાળુ આત્મા તેનો આદિકર્તા કોણ છે, એવો પ્રશ્ન શા માટે ઉઠાવે?

વળી યુક્તિથી પણ જિનશાસન અને નવકારની અભેદતા સિદ્ધ થાય છે, એટલે બુદ્ધિમાન મનુષ્યે તો તેને અનાદિ કાલનો માનવો એ જ યોગ્ય છે પરંતુ જોયું હોય કે જોયા પછી તેના પર તટસ્થતાથી વિચાર કર્યો હોય તો જ સાચું સમજાય ને? શાસ્ત્રોને બાજુએ મૂકવા અને પોતાની બુદ્ધિ લડાવવી એ ખરેખર! ઘણું ખોટું છે એથી મનુષ્ય સત્યની પ્રાપ્તિ કરી શકતો નથી કયા સૂર્ય અને કયા આગિયો! કયા સમુદ્ર અને કયા ખાબોચિયું? સર્વજ્ઞ અને સર્વદર્શી મહાપુરુષો આગળ એક સામાન્ય છદ્મસ્થ આત્માની શુ ગજા યશ કેટલી? પણ મિથ્યાત્વ કે અભિમાનના આવેશમા આ વાત સમજાતી નથી અને ઉત્સૂત્ર પ્રરૂપણાનો દોષ વહોરી સસારને વધારી મૂકવામા આવે છે

તે આગળ લખે છે 'किंतु षट्खडागम और उसकी टीका धवलाके अवलोकनसे इस णमोकार मन्त्रके कर्तृत्वके सम्बन्धमें कुछ प्रकाश पड़ता है, और इसीका यहाँ परिचय कराया जाता है ।

षट्खडागमका प्रथम खण्ड जीवट्ठाण है और इस खड के प्रारम्भमें यही सुप्रसिद्ध मन्त्र पाया जाता है । टीकाकार वीरसेनाचार्यके अनुसार यही उक्त ग्रन्थका सूत्रकारकृत मगलाचरण है ।

પછી તે મગલ કરવાનો હેતુ મગલના નિબદ્ધ અને અનિબદ્ધ એવા બે પ્રકારો, તેમા જીવટ્ઠાણનુ નિબદ્ધ મગલપણું વગેરે જણાવી નિબદ્ધ મગલ બીજાનુ બનાવેલુ મગ-

લાચરણ જોડવાથી થતુ નથી, પણ પોતાનુ બનાવેલુ જોડવાથી જ થાય છે, એમ જણાવી આ નવકારરૂપી મગલ શ્રી પુષ્પદતાચાર્યનુ બનાવેલુ છે એવો ધવલાકાર શ્રી વીરસેનાચાયનો મત હોવાનુ જણાવી લેખનો પ્રથમ ભાગ પૂરો કરે છે પરતુ આમા પ્રમાણ કરતા અનુમાનનો આધાર વિશેષ લેવાયો છે ધવલાકાર શ્રી વીરસેનાચાર્ય નવકાર મત્ર શ્રી પુષ્પદતાચાર્યનો બનાવેલો છે, એવું સ્પષ્ટ શબ્દોમા કહેતા જ નથી, છતા ઘડી ભર માની લઈએ કે તેમનો મત એવો છે, તો નમસ્કારના આદિ કર્તાનો નિર્ણય કરવા માટે શું એટલી હકીકત જ પૂરતી છે? શુ તેના પહેલાના કોઈ દિગમ્બર શાસ્ત્રમા નવકારનો ઉલ્લેખ નથી? જો એવો ઉલ્લેખ ન હોય તો દિગમ્બરો પરપરાએ નવકાર મત્ર બોલતા હતા કે નહિ? ન બોલતા હોય તો એના સ્થાને શું બોલતા હતા? તેમા અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુનો સ્પષ્ટ નિર્દેશ આવતો કે નહિ? વગેરે અનેક પ્રશ્નો વિચારણીય બને છે

બીજી બાજુ જૈનોનુ પ્રાચીન સાહિત્ય તથા જૈનોની પ્રાચીન પરપરા સાચવી રાખનારો શ્વેતામ્બર સપ્રદાય વિદ્યમાન છે તેની માન્યતા પણ ધ્યાનમા લેવાની જરૂર હતી જો નવકાર એ આચાર્ય પુષ્પદતની કૃતિ હોય તો શ્રી ભગવતીસૂત્ર તથા શ્રી કલ્પસૂત્રના પ્રારભમા કેમ નજરે પડે છે? તેનો ખુલાસો કરવાની જરૂર હતી લેખનો બીજો ભાગ કે જેની હવે પછી અમે આલોચના કરવાના છીએ, તેના અત ભાગમા તેણે શ્રી ભગવતીસૂત્રમાં આ નવકારના

પાચ પદો આવે છે, એમ કહીને વાત છોડી દીધી છે, પણ તેનું કોઈ સમાધાન આપ્યુ નથી ઉપરાત ઓરિસાની હાથી ગુફામા મહામેઘવાન રાજા ખારવેલે કોતરાવેલ નવકાર મ ત્રના બે પદો નજરે પડે છે અને તેનો સમય આચાર્ય પુષ્પદ ત કરતા ઘણો આગળનો છે, તેનુ સમાધાન પણ તેણે આપ્યુ નથી, એટલે આ લેખ પ્રામાણિક નથી, પણ નવકારમ ત્ર વિષે એક જાતનો ભ્રમ ઊભો કરી લોકાને આડા રસ્તે દોર વનારો છે કોઈ પણ સુજ્ઞ, સમજુ કે સત્યનિષ્ઠ માણસ આવા અધકચરા કે અર્ધ સત્ય હકીકતથી ભરપૂર લેખનો આદર કેમ કરી શકે ? દિગમ્બરોમા પણ મોટો ભાગ નવકાર મ ત્રને અનાદિ તેમજ નિત્ય માનનારો છે, પર તુ આવા આવા લેખકો તેમની એ શ્રદ્ધા તોડવાનો કે ડહોળવાનો પ્રયત્ન કરે છે કે જે ઘણુ ખેદજનક છે

જ્ઞાની ભગવતોએ દીઠયુ હશે તો આ લેખના ‘ણીન્ત ભાગની આલોચના હવે પછીના વ્યાખ્યાનમા કરીશું



## નમસ્કાર નિત્ય છે

### [ ૨ ]

[ મગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યું કે— ]

મહાનુભાવો !

નમસ્કારમત્ર નિત્ય છે, શાશ્વત છે, એમ કહેવાનો આશય એવો છે કે તેનો આ જગતમાથી કદી વિચ્છેદ થતો નથી જ્યારે તે ભરત અને ઐરવત ક્ષેત્રમાથી વિચ્છેદ પામે છે, ત્યારે પણ મહાવિદેહ ક્ષેત્રમા તો વિદ્યમાન હોય છે જ તે માટે આવશ્યક ચૂર્ણિના આ વચનો પ્રમાણરૂપ છે 'जदा हि भरहेरवएहिं वुच्छिज्जति तया वि महाविदेहे अवुच्छिन्नो–જ્યારે તે ભરત અને ઐરવત ક્ષેત્રોમાથી વિચ્છેદ પામે છે, ત્યારે પણ મહાવિદેહમા અવિચ્છિન્ન હોય છે '

નમસ્કારફલપ્રકરણમા કહ્યુ છે કે–

सट्ठिसय विजयाण, पवराण जत्थ सासओ कालो ।
तत्थ वि जिणनवकारो, इय एस पढिज्जइ निच्च ॥

'પાચ મહાવિદેહ ક્ષેત્રની ૧૬૦ વિજયો કે જ્યા શાશ્વત કાળ છે, ત્યા પણ આ જિનનમસ્કાર નિત્ય એટલે સદાકાળ ભણાય છે '

નમસ્કાર નિત્ય–શાશ્વત હોવાથી જિનશાસનમા તેની પ્રતિષ્ઠા ઘણી છે આરાધક આત્માઓ તેના આરાધનથી

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની પુષ્ટિ કરી મંગલમય મોક્ષની સાધના કરી શકે છે આ નમસ્કારમંત્ર પરની શ્રદ્ધા ઓછી થાય એવું કંઈ પણ કરવું એ મહાપાપ છે તેથી સંસાર અનેક ગણો વધી જાય છે અને ભવાંતરમાં વિવિધ દુઃખોનો અનુભવ કરવો પડે છે આમ છતાં કેટલાક નવકારમંત્રની માથે ચેડાં કરે છે અને તેના વિષે ગમે તેવા મંતવ્યો પ્રકટ કરી લોકોની શ્રદ્ધા ઓછી કરવાનું મહાપાતક વહોરી લે છે, તેની તો આપણે દયા જ ચિંતવવાની રહી

હવે પેલા લેખ પર આવીએ તેના બીજા ભાગમાં તે લખે છે કે-णमोकार मंत्र के सम्बन्धमें श्वेताम्बर सम्प्रदायकी क्या मान्यता है और उसका पूर्वोक्त मतसे कहाँ तक सामञ्जस्य या वैषम्य है, इस पर भी यहाँ कुछ विचार किया जाता है। श्वेताम्बर आगमके अन्तर्गत छह छेदसूत्रोंमेंसे द्वितीय सूत्र 'महानिशीथ' नामका है। इस सूत्रमें णमोकार मन्त्रके विषयमें निम्न वार्ता पाई जाती है—

'एय तु ज पचमगलमहासुयक्खधस्स वक्खाण त महयापबधेण अणतगमपज्जवेहिं सुत्तस्स य पियभूयाहिं[1] णिज्जुत्ति-भास-चुनीहिं जहेव अणत-नाण-दसणधरेहिं तित्थयरेहिं वक्खाणिय तहेव समासओ वक्खाणिज्ज त आसि। अहऽन्नया कालपरिहाणिदोसेण ताओ णिज्जुत्ति-भास-चुन्नीओ वुच्छिन्नाओ। इओ य वच्चतेण कालेण समएण महिड्ढिपत्ते पयाणुसारी वइरसामी नाम दुवालसगसुअहरे[2] समुप्पन्ने। तेण य पच

1 અહીં पिहुभूयाइं એવું પાઠાંતર છે તેનો અર્થ પૃથક્ભૂત થાય છે
2 અહીં पुव्वदसणइहयरे એવું પાઠાંતર છે અને તે વધારે ઠીક લાગે

मगल-महासुयक्खधस्स उद्धारो मूलसुत्तस्स मज्झे लिहिओ। मूलसुत्त पुण सुत्ताए गणहरेहिं अत्थताए अरिहतेहिं भगवतेहिं धम्मतित्थयरेहिं तिलोगमहिएहिं वीरजिणिदेहिं पन्नविय त्ति एस वुड्ढसपयाओ।

(महानिशीथसूत्र, अध्याय ५)

इसका अर्थ यह है कि पचमगल महाश्रुतस्कधका व्याख्यान महान प्रबंधसे अनत गम और पर्यायों सहित, सूत्र की प्रियभूत निर्युक्ति, भाष्य और चूर्णियों द्वारा जैसा अनन्त ज्ञान-दर्शनके धारक तीर्थकराने किया था उसी प्रकार संक्षेपमें व्याख्यान करने योग्य था। परन्तु आगे कालपरिहानि के दोषसे वे निर्युक्ति, भाष्य और चूर्णियां विच्छिन्न हो गई। फिर कुछ काल जाने पर यथासमय महाऋद्धिको प्राप्त पदानुसारी वइरसामी (वैरस्वामी या वज्रस्वामी) नामके द्वादशाग श्रुतके धारक उत्पन्न हुए। उन्होंने पचमगल महाश्रुतस्कधका उद्धार मूलसूत्रके मध्य लिखा। यह मूलसूत्र सूत्रत्व की अपेक्षा गणधरों द्वारा तथा अर्थकी अपेक्षासे अरहत भगवान, धर्मतीर्थंकर त्रिलोकमहित वीरजिनेन्द्रके द्वारा प्रज्ञापित है, ऐसा वृद्धसम्प्रदाय है॥

મહાનિશીથસૂત્રનો પાઠ અને અર્થ આપ્યા પછી તેથે એમાથી કેવો સાર તારવ્યો છે, તે જુઓ તે કહે છે

---

છે કારણ કે શ્રી વજ્રસ્વામી દશ પૂર્વના જાણકાર હતા, સમસ્ત દૃષ્ટિવાદના જાણકાર ન હતા

'यद्यपि महानिशीथसूत्रकी रचना श्वेताम्बर सम्प्रदायमें बहुत कुछ पीछेसे अनुमान की जाती है, तथापि उसके रचयिताने एक प्राचीन मान्यता का उल्लेख किया है जिसका अभिप्राय यह है कि इस पचमगल श्रुतस्कन्धके अर्थकर्ता भगवान् महावीर हैं और सूत्ररूप ग्रथकर्ता गौतमादि गणधर हैं। इसका तीर्थंकर कथित जो व्याख्यान था वह कालदोषसे विच्छिन्न हो गया। तब द्वादशागश्रुतधारी वइरस्वामीने इस श्रुतस्कन्धका उद्धार करके उसे मूलसूत्रके मध्यमें लिख दिया। श्वेताम्बर आगम में चार मूलसूत्र माने गये हैं—आवश्यक, दशवैकालिक, उत्तराध्ययन और पिंडनिर्युक्ति। इनमेंसे कोई भी सूत्र वज्रसूरिके नामसे सम्बद्ध नहीं है। उनकी चूर्णियाँ भद्रबाहुकृत कही जाती हैं। इन मूल सूत्रों में प्रथम सूत्र आवश्यक के मध्यमें णमोकार मन्त्र पाया जाता है। अतएव उक्त मान्यता के अनुसार सभवत यही वह मूल सूत्र है जिसमें वज्रसूरिने उक्त मन्त्र प्रक्षिप्त किया।'

મહાનિશીથસૂત્ર પાછળથી રચાયુ એવી માન્યતા શ્વેતામ્બરોની નથી, એ માન્યતા અન્ય વિદ્વાનોની છે અને એમ માનવામા તેમણે ભૂલ ખાધી છે, કારણકે મહાનિશીથ સૂત્રનો જે પાઠ ઉપર આપવામા આવ્યો, તેની આગળ એમ લખ્યુ છે કે 'મૂલસૂત્રમા જ્યા સૂત્રાલાપકો એક પદની સાથે બીજા પદને અનુલગ્ન ન મળે ત્યા ખોટુ લખ્યુ છે, એવો દોષ શ્રુતધરોએ ન દેવો, કેમકે મથુરા નગરીમા સુપાર્શ્વનાથ સ્વામીના સ્થુભ-સ્તૂપ આગળ પદર ઉપવાસ કરવાથી પ્રસન્ન થયેલ શાસનદેવતાએ, ઉધેહી આદિ વડે

ખડ ખડ થયેલી અને સડી ગયેલા પત્તાવાળી પૂર્વપ્રતને જેવી આપી તેવી ગ્રહણ કરી અને આચાર્ય હરિભદ્રસૂરિએ અચિન્ત્યચિન્તામણિરૂપ આ શ્રી મહાનિશીથ શ્રુતસ્કન્ધને સમસ્ત પ્રવચનના સારભૂત, પરમ તત્ત્વભૂત અને અતિશયવાળા અત્યત મહાન અર્થોના સમુદાયવાળું જાણીને, પ્રવચન-વત્સલતાથી તથા ભવ્ય સત્ત્વોના ઉપકારની બુદ્ધિથી આત્મહિત અર્થે જેવું તે પ્રતમા જોયુ, તેવું સર્વ સ્વમતિથી શોધીને લખ્યુ છે તેનુ બીજા પણ શ્રી સિદ્ધસેન, વૃદ્ધવાદી, યક્ષસેન, દેવગુપ્ત, યશોવર્ધનક્ષમાશ્રમણશિષ્ય રવિગુપ્ત, નેમિચન્દ્ર, જિનદાસ ગણિ ક્ષમાશ્રમણ, સત્યશ્રી વગેરે યુગપ્રધાન શ્રુતધરોએ બહુમાન કરેલુ છે '

આ પરથી સ્પષ્ટ જણાય છે કે શ્રી હરિભદ્રસૂરિએ આ સૂત્રનુ સશોધન કર્યું છે, પણ તેની સ્વતત્ર રચના કરેલી નથી એની રચના તો અતિ પ્રાચીન છે, એટલે તેને ઘણી પાછળની માની લેવી એ ભૂલ છે પરતુ દિગમ્બર વિદ્વાન્ આ વસ્તુને એટલા માટે આગળ કરે છે કે તેનો સપ્રદાય શ્વેતામ્બરોના બધા આગમો પાછળથી રચાયા છે, મૂલ નથી, એવી માન્યતાનો આગ્રહ સેવે છે, તે આથી પુષ્ટ રહે અહીં વિચારવાનું એ છે કે જો મહાનિશીથસૂત્ર ઘણુ પાછળનુ છે, તો તેનુ પ્રમાણ સ્વીકારવાની જ શી જરૂર હતી ? અને જો એ પ્રમાણ સ્વીકાર્યું તો એની બધી વસ્તુનો સ્વીકાર કરવો હતો તેમા એ વસ્તુ સ્પષ્ટ જણાવી છે કે પચમગલમહાશ્રુતસ્કધના અર્થકર્તા શ્રી મહાવીર

છે અને સૂત્રકર્તા ગૌતમાદિ ગણધર છે પછી તેના આદિકર્તા પુષ્પદતને ઠરાવવા મથવું એ તો વધ્યાને પુત્ર હતો, એમ સાબીત કરવા જેવુ જ ગણાય ને?

વળી એ ઉલ્લેખમા સ્પષ્ટ જણાવ્યુ છે કે તેના પર નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણીઓ હતી હવે વિચાર કરો કે કોઈ પણ સૂત્ર પર નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણી વગેરેની રચના કયારે થાય? તેની પરપરા ચાલુ હોય તો જ ને? પરતુ જેને મારી-મચડીને પોતાની વાતને સિદ્ધ કરવી છે, તે આ બધાનો વિચાર શા માટે કરે? નવકારમત્ર પરની નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિઓ કાલદોષથી વિચ્છિન્ન થઈ, એનો અર્થ એ નથી કે નવકારમત્ર પણ વિચ્છેદ ગયો એ તો સમસ્ત જૈનસઘના હૃદયમા ધબકતો હતો અને તેની દિવસમા અનેક વાર ગણના થતી હતી, તે વિચ્છેદ શી રીતે જાય? દ્વાદશાગશ્રુતધર પદાનુસારી લબ્ધિવાળા શ્રીવજ્ર સ્વામીએ પચમગલ મહાશ્રુતસ્કધનો ઉદ્ધાર મૂલસૂત્રમા લખ્યો, એનો અર્થ તો એટલો જ થાય કે તેમણે વિચ્છિન્ન ગયેલ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણી વગેરેનો સાર જ્ઞાનબળથી જાણીને મૂલસૂત્રમા લખ્યો

દિગમ્બર લેખક કહે છે કે 'આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન અને પિંડનિર્યુક્તિ એમાથી કોઈ પણ સૂત્ર વજ્રસૂરિના નામ સાથે સબધ ધરાવતું નથી એની ચૂર્ણીઓ ભદ્રબાહુકૃત કહેવામા આવે છે' એને એ પણ ખબર નથી કે નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણી એ ત્રણે જૂદી જૂદી વસ્તુઓ

છે અને શ્રીભદ્રબાહુસ્વામીએ ચૂર્ણીઓ નહિ, પણ આ સૂત્ર પર નિર્યુક્તિઓ રચેલી છે

શ્રી ભદ્રબાહુસ્વામીએ આવશ્યક સૂત્ર પર નિર્યુક્તિ રચી, તેમા પ્રથમ રચના નમસ્કારનિર્યુક્તિની કરી છે, એ વાત લેખકના લક્ષમા હોય એમ લાગતું નથી અને લક્ષમા હોય તો તેણે એ વસ્તુ પર કેમ પરામર્શ ન કર્યો? એ એક પ્રશ્ન છે અને આવશ્યકમા નમસ્કાર ન હોય તો તેના પર નિર્યુક્તિની રચના થાય શી રીતે? અને આવશ્યકની રચના તો ગણધર ભગવતોએ કરી છે, એ સિદ્ધ છે

આ લેખમા તેણે વજ્રસ્વામીના સમય અગે કેટલીક ચર્ચા કરી છે, પરતુ તે ઉટાગપટાગ છે અને તેની સાથે પ્રસ્તુત વિષયને વિશેષ સબધ નથી છેવટે તેણે ભગવતી સૂત્રને યાદ કર્યું છે, પણ તેમા પાચમુ પદ 'नमो लोए सव्वसाहूण' ને બદલે 'नमो बभीए लिवीए' આપ્યુ છે, એવું કહીને એમ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે મૂળ આગમમા નવકાર જૂની જાતનો મળે છે અથવા તો તેના પાચમા પદમા ફેર છે પરતુ આ વસ્તુ સત્ય નથી શ્રી ભગવતી સૂત્રમા પણ પાચમુ પદ नमो लोए सव्वसाहूण જ છે શ્રી અભયદેવ સૂરિ જેવા નવાગી વૃત્તિકારે તેના પર ટીકા રચેલી છે नमो बभीए लिवीए એ ત્યાર પછીનુ પદ છે

ઉપરાત લેખના અતમા તેણે જણાવ્યુ છે કે 'उदीसाकी हाथी गुफामें जो कलिंगनरेश खारवेलका शिलालेख,

पाया जाता है और जिसका समय ईस्वी पूर्व अनुमान किया जाता है, उसमें आदि मंगल इस प्रकार पाया जाता है–

नमो अरहताण । नमो सव्वसिद्धार्ण ।

ये पाठभेद प्रासंगिक है या किसी परिपाटीको लिये हुए हैं, यह विषय विचारणीय है ।'

આ લેખનો સમયનિર્ણય તટસ્થ ઐતિહાસિક વિદ્વાનોએ ઈ સ પૂર્વેનો કરેલો છે, અને તેમા કોઈ વિવાદ નથી, એટલે નવકાર મ ત્ર આચાર્ય પુષ્પદત પહેલા પણ આ દેશમા પ્રચલિત હતો, એ વાત સિદ્ધ થાય છે

વળી મથુરાના શિલાલેખો કે જે જૈ કનિંગહામે સંપાદિત કરી આર્કિયોલૉજિકલ સર્વે ઑફ ઇંડિયાના વીશમા વોલ્યુમમા ન ૧૧ અને ન ૧૩ની પ્લેટમા પ્રસિદ્ધ કર્યા છે, તેમા પણ नमो अरहताण અને नमो सिद्धाण એ બે પદ જોવામા આવે છે તે લેખમા ચતુર્વિધ સઘનો પણ ઉલ્લેખ છે અને તે વિ સ ૧૪૦ મા લખાયેલો છે પરંતુ આ વસ્તુ લેખકના ધ્યાનમા નથી, એટલે તેણી એની નોધ પોતાના લેખમાં લીધી નથી

તેણે લેખની સમાપ્તિમા છેલ્લુ વાક્ય એ લખ્યુ છે કે 'श्वेताम्बर सम्प्रदायमें किसी किसीके मतसे णमोकार सूत्र अनार्ष है ।' અને આ બાબતમા તેણે અભિધાન રાજેન્દ્રકોષનો णमोक्कार નો વિષય જોવાની પાદનોધમા ભલામણ કરી છે પરંતુ ત્યા તો એમ લખ્યુ છે કે 'જે આવું માનતા હોય તેમનો શબ્દ કાને સાભળવો એ પણ

પાપ છે ' હજી સુધી કોઈ શ્વેતામ્બર આચાર્યે નવકારને અનાર્ષ માન્યો નથી માન્યો હોય તો તે પ્રમાણ રજૂ કરવાની જરૂર હતી

આ પરથી તમે જોઈ શકશો કે કહેવાતા વિદ્વાનો શાસ્ત્રની પંક્તિઓનો કેવો દુરુપયોગ કરે છે અને તેમાંથી કેવા બનાવટી અનુમાનો ખેંચી લોકોને શ્રદ્ધાભ્રષ્ટ કરે છે આ લોકોની એક મોટી ખામી એ પણ છે કે તેઓ આપણા માનનીય પૂર્વાચાર્યોને ભદ્રબાહુ, હરિભદ્ર, હેમચંદ્ર, યશોવિજય એમ તોછડાઈથી સંબોધે છે અને તેમની આગળ શ્રી વિશેષણ લગાડવા જેટલી ય શિષ્ટતા બતાવતા નથી કોઈ વિદેશી વિદ્વાન કે જેને ધર્મ સાથે સ્નાન-સૂતક નથી, પણ માત્ર સાહિત્યનો જ સંબંધ છે, તે આવું લખે તે હજીયે સંતવ્ય ગણાય, પણ જેઓ જૈન માતાને ધાવ્યા છે, જૈન સંઘની વચ્ચે ઉછર્યા છે અને જૈન સંઘના પૈસાથી ભણીને વિદ્વાન કહેવડાવવાની કક્ષાએ આવ્યા છે, તેઓ જ્યારે પોતાના માનનીય પૂર્વાચાર્યોને આ રીતે સંબોધે છે, ત્યારે તો લાગે છે કે તેઓ પોતાની નાસ્તિકતાનું નફ્ફટાઈભર્યું પ્રદર્શન જ કરી રહ્યા છે શાસનદેવ તેમને સંમતિ આપે

નવકાર મંત્ર શાશ્વત છે, તેમ એની શબ્દ રચના પણ શાશ્વત છે જો એમ ન હોય તો તેના શ્રવણથી જાતિસ્મરણ જ્ઞાન આદિ સંભવે નહિ એટલે નવકારને આપણે અર્થ અને શબ્દ બંનેથી શાશ્વત માનીએ અને તેનાં આરાધનથી આલોક અને પરલોક સુધારીએ એ જ ઈષ્ટ છે

શાસ્ત્રોમા કહ્યુ છે કે—

इहलोयपरलोयसुहयरो, इहपरलोयदुहदलपच्चलओ ।
एस परमेट्ठिविसओ, भत्तिपउत्तो नमुक्कारो ॥

'પરમેષ્ઠિવિષયક ભક્તિથી પ્રયુક્ત થયેલો આ નવકાર આલોક અને પરલોકમા સુખને કરનારો છે તથા આલોક અને પરલોકના દુખોને દળનારો છે'

किं वन्निएण बहुणा ? त नत्थि जयम्मि ज किर न सक्को ।
काउ एस जियाण, भत्तिपउत्तो नमुक्कारो ॥

'વળી બહુ વર્ણન કરવાથી શું ? આ જગતમા તેવું કાંઈ જ નથી કે જે ભક્તિપ્રયુક્ત આ નવકાર વડે જીવોને પ્રાપ્ત ન થાય.'

पत्ता पाविस्सती पावति य परमपयपुर जे ।
पचनमुक्कारमहारहस्स सामत्थजोगेण ॥

'પરમપદપુર એટલે મોક્ષને જેઓ પામ્યા છે, પામશે અને પામે છે, તે સર્વે પચ નમસ્કાર રૂપી મહારથના સામર્થ્યયોગે જ છે'

હજી નવકારમત્ર વિષે ઘણુ કહેવાનુ છે, તે અવસરે કહેવાશે



વ્યાખ્યાન સાતમુ
## નમસ્કારનુ બાહ્ય સ્વરૂપ
## [ ૩ ]

[ મ ગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યુ કે – ]

મહાનુભાવો !

અચિત્ય પ્રભાવશાળી, મહા મહિમાવત, સકલમ ત્ર-શિરોમણિ નવકાર મ ત્રને જે નિત્ય ભણે-ગણે છે, તેના સઘળા મનોવાછિત પૂર્ણ થાય છે, તેને કોઈ વાતની કમી રહેતી નથી, વળી જગત આખામા તેનો જયજયકાર થાય છે અને કીર્તિ કદી તેને છોડતી નથી

આ નવકાર મ ત્ર બરાબર ભણાય-ગણાય તે માટે તેનુ બાહ્ય અને આતરિક સ્વરૂપ સમજી લેવાની જરૂર છે, અને તેથી જ આજના વ્યાખ્યાનમા અમે તેના બાહ્ય સ્વરૂપ વિષે કેટલુક વિવેચન કરવા ઇચ્છીએ છીએ પછીના વ્યાખ્યાનમા તેના અભ્યતર સ્વરૂપ વિષે પણ વિવેચન કરીશુ અને એ રીતે તમને નવકારના બાહ્ય-અભ્યતર બ ને સ્વરૂપોનો પૂરો પરિચય કરાવીશું

બાહ્ય સ્વરૂપ એટલે મ ત્રનો અક્ષરદેહ તે બરાબર જળવાઈ રહેવો જોઈએ જો તેમા કઈ પણ ફેરફાર થાય તો એના ફળમા પણ ફરક પડે છે

કેટલાક ભોળા માણસો એમ સમજે છે કે એક અક્ષરની

વધઘટ થાય એમા શું થઈ ગયુ ? અને તેઓ અક્ષરની સખ્યા માટે જોઈએ તેવી કાળજી રાખતા નથી પણ એક અક્ષરની વધઘટ થતા અર્થનો અનર્થ થઈ જાય છે 'હે મહાનુભાવો ! તમે માનને મારો' એમ કહ્યુ હોય તેમા (માન પછી) માત્ર વ ઉમેરી દેવામા આવે તો 'હે મહાનુભાવો ! તમે માનવને મારો' એવુ વાકય બને અને તેનો અર્થ તદ્દન જ ફરી જાય 'માનને મારો' એટલે અભિમાન કરો નહિ, નમ્રતા ધારણ કરો અને 'માનવને મારો' એટલે મનુષ્યનો સહાર કરો બંને અર્થમા કેટલો ફેર પડી ગયો ? એકમા કષાયને જિતવાનો ઉપદેશ છે અને તે આત્મવિકાસને સાધનારો છે, જ્યારે બીજામા હિસાનો ઉપદેશ છે અને તે આત્માનુ અધ પતન કરનારો છે એક માણસે બહારગામથી પોતાના પુત્રો પર ચિઠ્ઠી લખી કે 'આને વિષ દેજો' એટલે ઝેર દઈને મારી નાખજો પરતુ એ ચિઠ્ઠીમા ય પછી યા ઉમેરાયો એટલે 'આને વિષયા દેજો' એવું વાક્ય બન્યુ અને તેથી પુત્રોએ વિષ આપવાને બદલે પોતાની બહેન વિષયાને તેની સાથે પરણાવી દીધી ! માત્ર એક અક્ષરના વધારાનુ આ કેવું પરિણામ !

અક્ષરનો ઘટાડો પણ આવો જ અનર્થ પેદા કરે છે 'હે દેવાનુપ્રિયો ! ભોગાસક્ત ન બનો' એમ કહ્યુ હોય તેમાથી ન ઘટાડી નાખવામા આવે તો 'હે દેવાનુપ્રિયો ! ભોગાસકત બનો' એવું વાકય બને અને તેનો અથ તદ્દન જ ઉલટો થઇ જાય

એક ગુરુએ બે શિષ્યોને યોગ્ય જાણીને જૂદી જૂદી વિદ્યાઓ આપી અને તેનો આમ્નાય એટલે વિધિ પણ બતાવ્યો શિષ્યોએ એ પ્રમાણે સાધના કરી તો વિદ્યા પ્રકટ થઈ, પણ એક મોટા મોટા દાતવાળી અને બીજી એક આખે કાણી ગુરુએ વિદ્યાનુ જે સ્વરૂપ વર્ણવ્યુ હતું, તેનાથી આ તદ્દન ભિન્ન હતું, એટલે ચતુર શિષ્યો સમજી ગયા કે આમા કોઈ અક્ષર હીનાધિક થયો છે તેથી તેમણે એ વિદ્યાનો પાઠ ઠીક કરી લીધો અને ફરી સાધના કરી આથી તે વિદ્યાઓએ પોતાના સ્વાભાવિક સૌમ્ય રૂપે દર્શન દીધા અને તે શિષ્યોનુ ઇચ્છિત કાર્ય કર્યું

કહેવાનુ તાત્પર્ય એ કે નવકાર મત્ર ભણતી-ગણતી વખતે તેનો એક પણ અક્ષર વધે-ઘટે નહિ, તેનુ તમારે પૂરુ લક્ષ રાખવાનુ છે

નવકાર મત્રમા પદો ૯ છે, સપદાઓ ૮ છે અને અક્ષરો ૬૮ છે આ ૬૮ અક્ષરોમા ગુરુ એટલે જોડાક્ષરો ૭ છે અને લઘુ એટલે સાદા ૬૧ છે આટલી વાત યાદ રાખવાથી નવકાર મત્રનુ આદ્ય સ્વરૂપ બરાબર ખ્યાલમા રહેશે

નવકાર મત્રમા નવ પદોની ગણના આ રીતે થાય છે:

| | |
|---|---|
| नमो अरिहताण । | એ પહેલુ પદ |
| नमो सिद्धाण। | એ બીજુ પદ |
| नमो आयरियाण । | એ ત્રીજુ પદ |
| नमो उवज्झायाण । | એ ચોથુ પદ |
| नमो लोए सव्वसाहूण ॥ | એ પાચમુ પદ |

| | |
|---|---|
| एसो पच-नमुक्कारो, | એ છઠુ પદ |
| सव्व-पावप्पणासणो। | એ સાતમુ પદ |
| मगलाण च सव्वेसिं, | એ આઠમુ પદ |
| पढम हवइ मगल ॥ | એ નવમુ પદ |

અહી પદથી શબ્દસમૂહ સમજવાનો છે જો विभक्त्यन्त पदम्–વિભક્તિવાળુ તે પદ એ વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો નવકારમાં કુલ ૨૦ પદો છે તે આ પ્રમાણે-

(१) नमो (२) अरिहताण।
(३) नमो (४) सिद्धाण ।
(५) नमो (६) आयरियाण ।
(७) नमो (८) उवज्झायाण ।
(९) नमो (१०) लोए (११) सव्वसाहूण ॥
(१२) एसो (१३) पच-नमुक्कारो,
(१४) सव्व-पावप्पणासणो ।
(१५) मगलाण (१६) च (१७) सव्वेसिं,
(१८) पढम (१९) हवइ (२०) मगल ॥

આ પદોનો ખ્યાલ રાખવાથી અર્થ સમજવામા સરળતા પડે છે કેટલાક पच અને नमुक्कारो એમ બે પદ જૂદા પાડે છે, પણ તે અયોગ્ય છે, કારણ કે पच-नमुक्कारो એ સામાસિક પદ છે અને તેને એક જ ગણવુ જોઈએ જો पच શબ્દને જૂદો પાડીએ તો ત્યાર પછી આવતા नमुक्कारो પદને બહુવચનમા મૂકવું પડે અને તેને બહુવચનમા મૂકીએ તો एसोની જગાએ एसा અને सव्व-पावप्पणासणोની જગાએ

सव्व-पावप्पणासणो કરવુ પડે, કારણ કે આ બને પદો તેના વિશેષણો છે આ પરથી પદનો ખ્યાલ રાખવો કેટલો જરૂરી છે ? તે સમજી શકાશે

સંપદા એટલે અર્થનું વિશ્રામસ્થાન અથવા અર્થાધિકાર તેની વ્યાખ્યા શાસ્ત્રમા આ પ્રમાણે કરવામા આવી છે ' साकल्येन पद्यते-परिच्छिद्यतेऽर्थो याभिरिति सपद् – જેનાથી સગત રીતે અર્થ જૂદો પડાય તે સપદ્ કે સપદા ' આવી સપદા નવકારમા આઠ છે પ્રથમના સાત પદોની સાત અને છેલ્લા બે પદોની એક, એમ કુલ આઠ

અક્ષરોની ગણનામા જોડાક્ષરને એક જ ગણવાનો છે, દોઢ નહિ આ રીતે નવકાર મત્રના અક્ષરો ગણો તો ૬૮ થશે

પ્રથમ પદ नमो अरिहताण મા અક્ષરો સાત છે, તે સાતે ય લઘુ છે

બીજા પદ नमो सिद्धाण મા અક્ષરો પાચ છે, તેમાં ચાર લઘુ અને એક ગુરુ છે सिद्धाण નો द्धा અક્ષર ગુરુ છે

ત્રીજા પદ नमो आयरियाण મા અક્ષરો સાત છે, તે સાતે ય લઘુ છે

ચોથા પદ नमो उवज्झायाण મા અક્ષરો સાત છે, તેમા છ લઘુ અને એક ગુરુ છે उवज्झायाण નો ज्झा અક્ષર ગુરુ છે

પાચમા પદ नमो लोए सव्वसाहूण મા અક્ષરો નવ

છે, તેમા આઠ લઘુ અને એક ગુરુ છે सव्वसाहूण નો व्व અક્ષર ગુરુ છે

આ રીતે પ્રથમ પાચ પદમા ૩૫ અક્ષરો છે, તેમા ૩૨ લઘુ અને ૩ ગુરુ છે

છઠ્ઠા પદ एसो पच-नमुक्कारो મા અક્ષરો આઠ છે, તેમા સાત લઘુ અને એક ગુરુ છે पच-नमुक्कारो નો क्का અક્ષર ગુરુ છે

સાતમા પદ सव्व-पावप्पणासणो મા અક્ષરો આઠ છે, તેમા છ લઘુ અને બે ગુરુ છે આ પદમા व्व અને प्प એ બે અક્ષરો ગુરુ છે

આઠમા પદ मगलाण च सव्वेसिं મા અક્ષરો આઠ છે તેમા સાત લઘુ અને એક ગુરુ છે सव्वेसिं નો व्वे અક્ષર ગુરુ છે

નવમા પદ पढम हवइ मगल મા અક્ષરો નવ છે, તે નવેય લઘુ છે

આ રીતે નવકારમત્રના છેલ્લા ચાર પદો કે જે ચૂલિકા કહેવાય છે, તેમા કુલ ૩૩ અક્ષરો છે તેમાના ૪ ગુરુ છે અને ૨૯ લઘુ છે *

શ્રીમહાનિશીથસૂત્રમા નવકારને પાચ અધ્યયન અને એક ચુલિકાવાળો કહ્યો છે અને તેમા અક્ષરોની સખ્યા

* આ વિવેચન પરથી બનાવેલી તાલિકા પુસ્તકના પ્રારભે આપેલી છે તે ધ્યાનથી જોઈ જવી

પ્રથમના પાચ પદની ૩૫ અને પછીના ચાર પદની તેત્રીશ સ્પષ્ટ શબ્દોમા જણાવેલી છે

નમસ્કારપંજિકામા કહ્યુ છે કે–

पचपयाण पणतीस वण्ण चूलाइवण्ण तेत्तीस ।
एव इमो समप्पवि फुडमक्खर अट्ठसट्ठीए ॥

'પાચ પદોના પાંત્રીશ વર્ણ અને ચૂલા-ચૂલિકાના તેત્રીશ વર્ણ એમ આ નવકાર સ્પષ્ટ અડસઠ અક્ષર સમર્પે છે '

બૃહ ન્નમસ્કારફલમા કહ્યુ છે કે—

सत्तपणसत्तसत्त य नवक्खरपमाणपयड पचपय ।
अक्खरतित्तिसवरचूल सुमरह नवकारवरमत ॥

'સાત, પાચ, સાત, સાત અને નવ અક્ષર પ્રમાણ છે પ્રકટ પાચ પદો જેનાં, તથા તેત્રીશ અક્ષર પ્રમાણ છે શ્રેષ્ઠ ચૂલિકા જેની, એવા ઉત્તમ શ્રી નવકાર મ ત્રનુ તમે નિરતર સ્મરણ કરો '

ઉપદેશતરગિણીમા કહ્યુ છે કે—

पञ्चादौ यत्पदानि त्रिभुवनपतिभिर्व्याहृता पञ्चतीर्थी,
तीर्थान्येवाष्टषष्टि–जिनसमयरहस्यानि यस्याऽक्षराणि ।
यस्याष्टौ सम्पदश्चानुपमतमहासिद्धयोऽद्वैतशक्ति–
र्जीयाद्लोकद्वयस्याऽभिलषितफलद श्रीनमस्कारमन्त्र ॥

'આ લોક અને પરલોક એમ બ'ને લોકમા ઇચ્છિત ફલને આપનાર શ્રી નમસ્કારમ ત્ર જયવતો વર્તો કે જેના પહેલા પાચ પદોને ત્રૈલોક્યપતિ શ્રી તીર્થંકરદેવોએ પચતીર્થી

તરીકે કહ્યા છે, જિન સિદ્ધાન્તનાં રહસ્યભૂત જેના અડસઠ અક્ષરોને અડસઠ તીર્થો તરીકે વખાણ્યા છે અને જેની આઠ સંપદાઓને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારી આઠ અનુપમ સિદ્ધિઓ તરીકે વર્ણવી છે '

આ પરથી તમે સમજી શકશો કે નમસ્કારમાં નવ પદ, આઠ સંપદા અને અડસઠ અક્ષરો હોવાની માન્યતા શાસ્ત્રપરંપરાથી એક સરખી ચાલી આવે છે અને આરાધક આત્માઓ તેને આજે એ પ્રમાણે જ ભણે-ગણે છે

ઓરીસાની હાથીગુફાવાળા લેખમાં પ્રથમના બે પદો છે અને મથુરાના શિલાલેખમાં પણ પ્રથમના બે પદો છે, તે પરથી કેટલાક એવી કલ્પના કરે છે કે નવકારમાં મૂળ બે પદો જ હશે અને બાકીના પદો પાછળથી જોડાયા હશે પણ આ કલ્પના ખોટી છે, નિરાધાર છે કોઈએ દેવને નમસ્કાર કરવા માટે પ્રથમના બે પદો ગ્રહણ કર્યા, તેટલા પરથી નવકાર માત્ર બે પદનો હતો, એવું કહી શકાય નહિ એમ તો કાયોત્સર્ગ પારતા માત્ર 'नमो अरिहंताणं' એ એક જ પદ બોલાય છે, તેથી એમ કહેવાશે ખરું કે નવકાર માત્ર એક પદનો જ બનેલો હોવો જોઈએ ? વંદિત્તસૂત્રના મંગલાચરણમાં એમ કહેવામાં આવે છે કે—

> वंदित्तु सव्वसिद्धे, धम्मायरिए अ सव्वसाहू अ ।
> इच्छामि पडिकमिउं, सावग-धम्माइआरस्स ॥

'સર્વે સિદ્ધ ભગવંતોને, ધર્માચાર્યોને તથા સર્વે

સાધુઓને વદન કરીને શ્રાવકધર્મમા લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણુ કરવાને ઇચ્છુ છુ '

આ પરથી એમ કહી શકાશે ખરૂ કે નવકારમત્ર नमो सिद्धाण, नमो आयरियाण અને नमो लोए सव्वसाहूण એ ત્રણુ પદોનો જ બનેલો હોવો જોઈએ ?

તાત્પર્ય કે આ પ્રકારના ઉલ્લેખો પરથી નવકારના પદોનો નિર્ણય કરવા બેસી જવુ, એ રીતિ ખોટી છે અને તે સત્યપ્રેમી ભવભીરુ આત્માઓને શોભતી નથી નવકારને શાસ્ત્રોમા પચમગલ, પચમગલ-મહાશ્રુતસ્કધ, પચનમસ્કાર, પચપરમેષ્ઠિનમસ્કાર, પચગુરુનમસ્કાર વગેરે કહેવામા આવ્યો છે, તેથી તેમા પાચેય પરમેષ્ઠિને નમસ્કાર હોવો જ જોઈએ, એ દેખીતું છે

કેટલાક સ્થળે પાચમા પદમા नमो सव्वसाहूण એવુ પાઠાતર મળે છે, પણ પરપરા તો नमो लोए सव्वसाहूण ની જ છે અને દિગમ્બર, સ્થાનકવાસી તથા તેરાપથીઓએ પણ તેનો જ સ્વીકાર કરેલો છે, એટલે પ્રથમના પાચ પદોમા ૩૫ અક્ષર હોવા બાબત કોઈએ શકા રાખવાનુ કારણુ નથી

કેટલાક પાંચ પદોને મૂળ માને છે અને ચૂલિકાને પાછળની માની તેની ગણના કરતા નથી, પણ અમે હમણા જે શાસ્ત્રપ્રમાણો આપી ગયા, તેમા ચૂલિકાસહિતના નમસ્કારને જ પૂરો નમસ્કાર ગણવામા આવ્યો છે, એટલે એ માન્યતા ભૂલભરેલી છે આગમના પરમ અભ્યાસી

શ્રી મલયગિરિ મહારાજે આવશ્યકટીકામા આ ગાથા લીધેલી છે વળી દિગમ્બરગ્રંથ મૂલાચારના ષડાવશ્યકાધિકારમા પણ આ ગાથા આપેલી છે તે આ પ્રમાણે

एसो पचणमोयारो, सव्वपावप्पणासणो ।
मगलेसु य सव्वेसु, पढम हवदि मगल ॥

શૂરસેની ભાષાનો સસ્કાર લાગવાથી આમા થોડો શાબ્દિક ફેરફાર દેખાય છે, પણ એમા ૪ પદો અને ૩૩ અક્ષરો બરાબર છે

જો આ ગાથા પાછળથી બનેલી હોય તો દિગમ્બર શાસ્ત્રોમા એ કેમ આવે ? અને તેમના પૂજનવિધિ વગેરેમા પણ કેમ બોલાય ? અમે ઘણા દિગમ્બરોને નવકાર મત્રની ગણના કરતી વખતે આ ગાથા બોલતા જોયા છે, એટલે તેને પાછળની ગણાવી ન બોલવાનો આગ્રહ રાખવો, એ વ્યાજબી નથી

કેટલાક નવકારને પાચ પદ અને ચૂલિકાવાળો માને છે, પણ ચૂલિકાને ૩૨ અક્ષરોવાળી માની નવકાર મત્રને કુલ સડસઠ અક્ષરવાળો જણાવે છે પરતુ આ માન્યતાને શાસ્ત્રનો ટેકો નથી તેઓ પોતાના મતસમર્થનમા એમ કહે છે કે શ્લોક અથવા અનુષ્ટુપ્‌નુ પ્રત્યેક ચરણ આઠ અક્ષરનુ હોય છે અને ચૂલિકા અનુષ્ટુપ્ છદમા છે એટલે તેના ચારે ચરણો આઠ અક્ષરના હોવા જ જોઈએ તેથી તેના ચોથા ચરણમા हवइ ની જગાએ होइ પાઠ યોગ્ય છે પરતુ પ્રાચીન કાલના અનુષ્ટુપના ચરણો નવ અક્ષરોવાળા અનેક

મળે છે દાખલા તરીકે શ્રી દશવૈકાલિકસૂત્રની કેટલીક પ્રસિદ્ધ ગાથાઓ નીચે મુજબ છે

जहा दुम्मरस पुप्फेसु भमरो आवियइ रस ।
न य पुप्फ किलामेइ, सो अ पीणेइ अप्पय ॥
अह च भोगरायस्स, त च सि अधगवण्हिणो ।
मा कुले गधणा होमो, सजम निहुओ चर ॥

આ ગાથામા 'भमरो आवियइ रस' અને 'त च सि अधगवण्हिणो' એ બને ચરણો નવ અક્ષરના છે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા નવ અક્ષરોના ચરણોવાળા સખ્યાબધ અનુષ્ટુપો આવે છે અને મહાકવિ કાલિદાસની કૃતિમા પણ કોઈક કોઈક શ્લોકો નવ અક્ષરના ચરણવાળા જોવામા આવે છે એટલે અનુષ્ટુપનુ ચરણ આઠ અક્ષરવાળુ જ હોવુ જોઈએ, એમ કહેવુ વ્યાજબી નથી તાત્પર્ય કે નવકાર મત્રની ચૂલિકાને શાસ્ત્રમા તેત્રીશ અક્ષરની કહી છે, તે જ બરાબર છે અને તેથી નવકાર મત્રને અડસઠ અક્ષરવાળો માનવો એ જ યોગ્ય છે

વિશેષ અવસરે કહેવાશે

વ્યાખ્યાન આઠમુ

## નમસ્કારનુ આતરિક સ્વરૂપ

[મગલાચરણ કર્યા પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યુ કે–]

મહાનુભાવો !

ગત વ્યાખ્યાનમા તમને નમસ્કાર મહામત્રના બાહ્ય સ્વરૂપનો પરિચય કરાવ્યો અને તે નવપદ તથા અડસઠ અક્ષરવાળો હોવાનુ સપ્રમાણ સિદ્ધ કર્યું હવે આજનાં વ્યાખ્યાનમા તેના આતરિક સ્વરૂપનો પરિચય કરાવીશું

આતરિક સ્વરૂપ એટલે મત્રનો અર્થદેહ તેનાથી પરિચિત થવા માટે તેના પ્રત્યેક શબ્દનો અર્થ બરાબર જાણવો જોઇએ એટલે પ્રથમ તેના પ્રત્યેક પદનો અર્થ જણાવીશુ અને પછી તેના ભાવ તથા રહસ્ય પર વિવેચન કરીશું

પ્રથમ નવકારનો અર્થ સમજીએ કોઈ કે એવી કલ્પના કરી છે કે જેમા નવ કાર હોય તેનુ નામ નવકાર અહી નવપદથી નવની સખ્યા ગણી છે અને કારથી પદનુ સૂચન કર્યું છે, પણ આ અર્થ ઠીક નથી કારનો અર્થ પદ કરવો એ વ્યાકરણ કે કોશ કોઈને સમત અર્વે નથી કાર શબ્દથી અધિકારનુ સૂચન થાય છે, પણ નવકારમા નવ અધિકારો નથી સત્ય હકીકત એ છે કે નવકાર શબ્દ નમસ્કારનુ જ રૂપાતર છે તે રૂપાતર કેવી રીતે થયુ ? તે તમને જણાવીએ છીએ.

સસ્કૃત नमस्कार શબ્દના પ્રાકૃતમા બે રૂપો થાય એક नमुक्कार અને બીજુ नमोक्कार પ્રાકૃતમા આદિ न નો વિકલ્પે ण થાય છે, એટલે णमुक्कार અને णमोक्कार એવા રૂપો પણ બની શકે પરતુ આ રૂપોમાથી આપણો સબધ नमुक्कार પદ સાથે જ છે જેમ राजकुल માથી रायउल શબ્દ બન્યો, અને તેમાથી य નો લોપ થતા राउल અને છેવટે रावल શબ્દ બન્યો, તેમ नमुक्कारમાંથી म નો લોપ થતા नउक्कार શબ્દ બન્યો અને તેમાથી नवक्कार અને છેવટે नवकार શબ્દ બન્યો

नमो अरिहताण એટલે (મારો) નમસ્કાર હો અરિહતોને
नमो सिद्धाण એટલે (મારો) નમસ્કાર હો સિદ્ધોને
नमो आयरियाण એટલે (મારો) નમસ્કાર હો આચાર્યોને
नमो उवज्झायाण એટલે (મારો) નમસ્કાર હો ઉપાધ્યાયોને

नमो लोए सव्वसाहूण એટલે (મારો) નમસ્કાર હો લોકમા રહેલા સર્વ સાધુઓને

एसो पच-नमुक्कारो—આ પચ-નમસ્કાર
सव्व-पावप्पणासणो—સર્વ પાપનો પ્રણાશક છે
मगलाण च सव्वेसिं—અને સર્વ મગલોનુ
पढम हवइ मगल—પ્રથમ મગલ થાય છે

नमो એ નૈપાતિક પદ છે ગુજરાતી ભાષાના ધોરણે કહીએ તો એક પ્રકારનુ અવ્યય છે તે દ્રવ્ય અને ભાવ એ બને પ્રકારના નમસ્કારનુ સૂચન કરે છે દ્રવ્યનમસ્કાર

એટલે હાથ જોડવા, મસ્તક નમાવવું, ઘૂંટણે પડવુ વગેરે ભાવનમસ્કાર એટલે જેમને નમસ્કાર કરતા હોઈએ તેમના પ્રત્યે વિનય રાખવો, ભક્તિ રાખવી, ઉત્કટ આદર રાખવો 'એ મોટા, હું નાનો,' એવી ભાવના પ્રકટ્યા સિવાય ભાવ નમસ્કાર થાય નહિ

नमो પદમા નમસ્કારની ભાવના છે, તે ધર્મનુ બીજ છે, એટલે નવકારનો પ્રારભ ધર્મબીજથી થાય છે, એમ સમજવાનુ છે શ્રી હરિભદ્રસૂરિ મહારાજે શ્રી લલિતવિસ્તરા ચૈત્યવદનવૃત્તિમા કહ્યુ છે કે धर्म प्रति मूलभूता वन्दना ધર્મ પ્રત્યે લઈ જનારી મૂળભૂત વસ્તુ વદના છે, નમસ્કાર છે

વળી नमो પદમા ओम् પણ છુપાયેલો છે અમારા આ વિધાનથી તમને કદાચ આશ્ચર્ય થશે, પણ આશ્ચર્ય પામવાનુ કારણ નથી બરાબર નિરીક્ષણ કરો તો આ વસ્તુ પ્રત્યક્ષ દેખાશે नमो પદમા न् + अ + म् + ओ એ ચાર વર્ણો છે હવે તે વર્ણોને ઉલટાવો એટલે ओ + म् + अ + न એવો ક્રમ થશે તેમાના પ્રથમ બે વર્ણના સયોજનથી ओम् ની નિષ્પત્તિ થાય છે

अरिहंत એટલે अर्हत् नमोऽर्हत्सिद्धाचार्योपाध्याय सर्वसाधुभ्य —એ સૂત્રમા અરિહતના સ્થાને अर्हत् શબ્દ મૂકાયેલો છે अर्हत् શબ્દ अर्ह् ધાતુ પરથી બનેલો છે કે જે યોગ્ય હોવાનો અર્થ દર્શાવે છે એટલે જે મહાપુરુષ સુરાસુરનરેન્દ્રની પૂજાને યોગ્ય હોય તે अर्हत् કહેવાય શ્રી ભદ્રબાહુ સ્વામીએ આવશ્યકનિર્યુક્તિમા કહ્યુ છે કે—

अरिहंति वंदण-नमंसणाइं अरिहंति पूयसक्कारं ।
सिद्धिगमणं च अरिहा, अरहंता तेण वुच्चंति ॥

' જેઓ વદન-નમસ્કારને યોગ્ય છે, જેઓ પૂજા-સત્કારને યોગ્ય છે, અને જેઓ સિદ્ધિગમનને યોગ્ય છે, તે અરહત અર્થાત્ અર્હત્ કહેવાય છે '

अर्हन्, अरहंत, अरहंत, अरिहंत અને अरुहंत એ બધા શબ્દો સમાન અર્થવાળા જ છે તેમા अर्हत् એ સસ્કૃત શબ્દ છે અને બાકીના બધા પ્રાકૃત રૂપાતરો છે अरहंत શબ્દ કેટલાક શિલાલેખોમા નજરે પડે છે અને अरहंत તથા अरुहंत अरिहंतના પાઠાન્તર તરીકે આવે છે નિયુક્તિથી ત્રણેના જુદા જુદા અર્થો થઈ શકે છે अरहंत એટલે ત્રિલોકની પૂજાને યોગ્ય अरिहंत એટલે કર્મ કે મોહરૂપી શત્રુનો નાશ કરનાર अरुहंत એટલે ફરી ન ઉગનાર, અર્થાત્ સસારમા ફરી ન આવનાર

अरिहंताणं પદ બહુવચનમાં છે, અને પાચમા પદમાં રહેલ लोए તથા सव्व એ પદને અન્ત્યદીપક જાણી, અહી જોડતા नमो अरिहंताणं એ પદનો અર્થ ' સકલ લોકમા રહેલા સર્વ અરિહતોને મારો નમસ્કાર થાઓ ' એવો થાય છે અહી સર્વ શબ્દનો અર્થ સર્વકાલીન કરીએ તો આ વદના માત્ર વર્તમાન કાળના અરિહતોને નહિ, પણ ત્રણે કાળના અરિહતોને થાય છે લોક અને કાલ માટે દરેક પદમા આ પ્રમાણે સમજી લેવાનુ છે

અરિહતો ધર્મતીર્થની સ્થાપના કરનારા હોવાથી તેમને

ધર્મતીર્થંકર કે તીર્થંકર કહેવાય છે, રાગદ્વેષને પૂરેપૂરા જિત નારા હોવાથી જિન કહેવાય છે અને સર્વ પુરુષોમા ઉત્તમ હોવાથી પુરુષોત્તમ કહેવાય છે આ રીતે તેઓ બીજા પણ અનેક નામોથી ઓળખાય છે

અરિહતની સુદેવ કે આદર્શ દેવ તરીકે ગણના થાય છે, કારણ કે તેઓ સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ અને સર્વ શક્તિમાન હોય છે તેમનામા દાનાતરાય, લાભાતરાય, વીર્યા તરાય, ભોગાતરાય, ઉપભોગાતરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, રાગ અને દ્વેષ એ અઢાર દોષો હોતા નથી

અરિહત દેવ બાર ગુણોથી ઓળખાય છે તેઓ જ્યા બિરાજતા હોય ત્યા તેમના દેહમાનથી બારગણુ ઊચુ અશોકવૃક્ષ રચાય છે, દેવતાઈ ફૂલોની વૃષ્ટિ થાય છે, દિવ્ય ધ્વનિ સભળાય છે, ચામરો વીઝાય છે, સુવર્ણમય સિહાસન રચાય છે, ભામડળ ઝળહળે છે, દેવદુદુભિ વાગે છે અને મસ્તક પર ત્રણ છત્રો રહે છે આ આઠ ગુણને અષ્ટ પ્રાતિહાર્ય કહેવામા આવે છે, કારણ કે તે પ્રતિહારીની જેમ સાથે રહે છે ઉપરાત તેઓ જ્ઞાનાતિશય, પૂજાતિશય, વચના તિશય અને અપાયાપગમાતિશય એ ચાર મૂલ અતિશય વાળા હોય છે જ્ઞાનાતિશયવાળા એટલે કેવલજ્ઞાન અને કેવલદર્શનથી યુક્ત પૂજાતિશયવાળા એટલે સુર, અસુર અને મનુષ્યોના સ્વામી વડે પૂજાતા વચનાતિશયવાળા એટલે પાત્રીશ ગુણવાળી વાણીએ કરીને સહિત, અને

અપાયાપગમાતિશયવાળા એટલે જેમના આગમનથી દરેક પ્રકારના અપાયોનો-સકટોનો અપગમ-નાશ થાય એવા એટલે જ્યા અરિહત દેવ વિચરતા હોય ત્યાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તથા શુક, તીડ, અને ઊદરનો ઉપદ્રવ, તેમજ સ્વચક્રભય અને પરચક્રભય એ સાત પ્રકારની ઈતિઓ ન હોય

આ અવસર્પિણી કાળના ત્રીજા આરાના અત ભાગથી લઈને ચોથા આરાના અત ભાગ સુધીમા આ ભારતવર્ષમા ચોવીશ અરિહતો-ચોવીશ તીર્થંકરો થયા ત્યાર પછી કોઈ તીર્થંકર થયુ નથી અને લાબા સમય સુધી થનાર નથી. પછી ઉત્સર્પિણી કાલમા ચોવીસ તીર્થંકરો થશે એમ અનત ચોવીશી થઈ અને અનત થશે પરતુ મહાવિદેહ ક્ષેત્રમા આજે પણ વીશ તીર્થંકરો વિરહમાન છે

અરિહત દેવનો આપણા પર અનત ઉપકાર હોવાથી પ્રથમ નમસ્કાર તેમને કરવામા આવે છે

સિદ્ધ એટલે સર્વ કર્મો ખપાવીને શુદ્ધ થયેલો આત્મા. તેમને જન્મ, જરા, મરણ, રોગ, શોક કઈ પણ હોતુ નથી તેઓ લોકના અગ્ર ભાગે સિદ્ધશિલામા વિરાજી અક્ષય, અનત, અવ્યાબાધ સુખનો નિરતર ઉપભોગ કરી રહેલ છે. ભૂતકાળમા આવા અનત સિદ્ધો થઈ ગયા, આજે પણ અનેક આત્માઓ સિદ્ધ થાય છે અને ભવિષ્યમા અનત આત્માઓ સિદ્ધ થશે

સિદ્ધ ભગવત આઠ ગુણોથી ઓળખાય છે (૧) અનત જ્ઞાન (૨) અનત દર્શન, (૩) અનત અવ્યાબાધ

સુખ, (૪) અનત ચારિત્ર, (૫) અક્ષય સ્થિતિ (૬) અરૂપી-પણુ, (૭) અગુરુલઘુત્વ એટલે નહિ ભારેપણુ કે નહિ હલકાપણુ, અને (૮) અનત વીર્ય

સિદ્ધના આત્મામા સમસ્ત લોકને ડોલાવી શકે એવી શક્તિ હોય છે, પણ તેમને એ શક્તિનો ઉપયોગ કરવાનુ કોઈ પ્રયોજન હોતુ થી

આચાર્ય એટલે જ્ઞાનાચાર આદિ પાચે આચારનુ પાલન કરનારા અને બીજાની પાસે કરાવનારા તે ગચ્છના નાયક હોય અને સારણા, વારણા, ચોયણા, પડિચોયણા વડે× સાધુઓની સાર સભાળ કરે તથા શાસનની ઉન્નતિ માટે સદા પ્રયત્નશીલ રહે

આચાર્ય છત્રીશ ગુણોથી ઓળખાય છે આ ગુણોની ગણુના પચિદિયસૂત્રમા આવે છે, એટલે તમે તે જાણુતા તો હશો જ पंचिंदिय સવરણો એટલે પાચ ઇદ્રિયોના વિષય પર કાબૂ રાખનાર, तह એટલે તથા, नवविहबंभचेरगुत्तिधरो એટલે નવ પ્રકારની બ્રહ્મચર્યની વાડને ધારણ કરનાર, चउविहकसायमुक्को એટલે ચાર પ્રકારના કષાયથી મુક્ત, इअ अट्ठारसगुणेहिं संजुत्तो–આ પ્રમાણે અઢાર ગુણોથી યુક્ત

---

×આચાર્ય પોતાના હાથ નીચે રહેના સાધુઓને સદાચારવાળા બનાવવા તેમના દોષોનુ સ્મરણ કરાવે તે સારણા, ચારિત્રમાં દોષ કે અતિચાર લાગતો હોય તો તેનુ નિવારણ કરે તે વારણા તેમને ઇષ્ટ-ઉપયોગી સન્માર્ગે વાળવા પ્રેરણા કરે તે ચોયણા અને જરૂર પડતાં વારવાર પ્રેરણા કરે તે પડિચોયણા

પમહવ્વયજુત્તો એટલે પાચ મહાવ્રતથી યુક્ત, પચવિહાયાર પાલણસમત્થો–એટલે પાચ પ્રકારના આચારનુ પાલન કરવામા સમર્થ, પચસમિઓ–એટલે પાચ સમિતિથી યુક્ત, તિગુત્તો એટલે ત્રણ ગુપ્તિથી યુક્ત, છત્તીસગુણો ગુરુ મજ્ઝ–આ છત્રીશ ગુણવાળા મારા ગુરુ છે

પાચ ઇંદ્રિયો અને તેના વિષયો પ્રસિદ્ધ છે બ્રહ્મચર્યની નવ વાડ આ પ્રકારે સમજવી

(૧) પશુ અને નપુસકના વાસથી રહિત એવા એકાત વિશુદ્ધ સ્થાનમા નિવાસ કરવો

(૨) સ્ત્રીઓ અગે વાતો કરવી નહિ

(૩) સ્ત્રીઓને બેસવાની વસ્તુ પર બેસવુ નહિ જે પાટ, પાટલા, શયન, આસન વગેરે પર સ્ત્રી બેઠેલી હોય, તે બે ઘડી સુધી વાપરવા નહિ

(૪) રાગને વશ થઈ સ્ત્રીઓના અગોપાગ જોવા નહિ

(૫) ભીતના આંતરે સ્ત્રીપુરુષનુ યુગલ રહેતુ હોય, તેવા સ્થાનનો ત્યાગ કરવો

(૬) સ્ત્રી સાથે કરેલી પૂર્વક્રીડાનુ સ્મરણ કરવુ નહિ

(૭) માદક આહારનો ત્યાગ કરવો

(૮) પ્રમાણથી અધિક આહાર કરવો નહિ

(૯) શણગારલક્ષણવાળી દેહવિભૂષા કરવી નહિ

ચાર કષાય એટલે ક્રોધ, માન, માયા (કપટ) અને લોભ.

પાચ મહાવ્રત તે (૧) પ્રાણાતિપાતવિરમણવ્રત.

(૨) મૃષાવાદવિરમણવ્રત, (૩) અદત્તાદાનવિરમણવ્રત, (૪) મૈથુનવિરમણવ્રત અને (૫) પરિગ્રહવિરમણવ્રત આ પાચ મહાવ્રતો અનુક્રમે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહની ઉચ્ચતમ અવસ્થા સૂચવનારા છે

પાચ આચાર તે (૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર અને (૫) વીર્યાચાર

પાચ સમિતિ તે (૧) ઈર્યાસમિતિ, (૨) ભાષાસમિતિ, (૩) એષણાસમિતિ, (૪) આદાન-નિક્ષેપસમિતિ અને (૫) પારિષ્ઠાપનિકાસમિતિ

ત્રણ ગુપ્તિ તે (૧) મનોગુપ્તિ, (૨) વચનગુપ્તિ અને (૩) કાયગુપ્તિ

આચાર્યના છત્રીસ ગુણોની ગણના બીજી રીતે પણ થાય છે, પરંતુ તમે આટલું લક્ષમા રાખો તો બસ

ઉપાધ્યાય એટલે સાધુઓને શાસ્ત્રનો અભ્યાસ કરાવનાર તેની વ્યાખ્યા શાસ્ત્રકારોએ આ પ્રમાણે કરી છે ઉપ સમીપે ऽधिवसनात् श्रुतस्य आयो लाभो भवति येभ्यस्ते उपाध्याया - જેમની સમીપે વસવાથી શ્રુતનો આ ય અર્થાત્ લાભ થાય તે ઉપાધ્યાય કહેવાય

ઉપાધ્યાય ૨૫ ગુણોથી ઓળખાય છે તે ૧૧ અગ ભણાવે, ૧૨ ઉપાગ ભણાવે તથા ચરણસિત્તરી અને કરણસિત્તરીથી યુક્ત હોય

અગ એટલે અગસૂત્ર તેના નામો આ પ્રકારે જાણવા : (૧) આયાર, (૨) સૂયગડ, (૩) ઠાણ, (૪) સમવાય, (૫)

વિવાહપણ્ણત્તિ, (૬) નાયાધમ્મકહા (૭) ઉવાસગદસા, (૮) અંતગડદસા, (૯) અણુત્તરોવવાઈ દસા, (૧૦) પણ્હાવાગરણ અને (૧૧) વિવાગસુય

ઉપાંગ એટલે અંગ પછીના તેના અનુસંધાનવાળા સૂત્રો તેના નામો આ પ્રમાણે જાણવા (૧) ઓવવાઈય, (૨) રાયપસેણિય, (૩) જીવાજીવાભિગમ, (૪) પણ્ણવણા, (૫) સૂરપણ્ણત્તિ, (૬) જંબૂદીવપણ્ણત્તિ, (૭) ચંદપણ્ણત્તિ, (૮) નિરયાવલિયા, (૯) કપ્પવડંસિયા, (૧૦) પુપ્ફિયા, (૧૧) પુપ્ફચૂલિયા અને (૧૨) વણ્હિદસા

ચરણસિત્તરી એટલે ચારિત્રને લગતા ૭૦ ગુણો તેની ગણના એક પ્રાચીન ગાથામા આ પ્રમાણે કરાવી છે

वय-समणधम्म-संजम-वेयावच्चं च बंभगुत्तीओ ।
नाणाइत्तिअं तव-कोह-निग्गहाई चरणमेअं ॥

| | |
|---|---|
| ૫ મહાવ્રતો | ૯ બ્રહ્મચર્યની ગુપ્તિઓ |
| ૧૦ શ્રમણધર્મો | ૩ જ્ઞાન-દર્શન-ચારિત્ર |
| ૧૭ સંયમના પ્રકારો | ૧૨ તપ |
| ૧૦ વૈયાવૃત્ત્યના પ્રકારો | ૪ ક્રોધાદિ કષાયનો નિગ્રહ |

કુલ ૭૦

કરણસિત્તરી એટલે ક્રિયાને લગતા ૭૦ ગુણો તેની ગણના એક પ્રાચીન ગાથામા આ પ્રમાણે કરાવી છે

पिंडविसोही समिई, भावण-पडिमा य इंदिअ-निरोहो ।
पडिलेहण-गुत्तीओ, अभिग्गहा चेव करणं तु ॥

| | |
|---|---|
| ૪ પિંડવિશુદ્ધિ | ૫ ઇંદ્રિયોનો નિરોધ |
| ૫ સમિતિ | ૨૫ પ્રતિલેખના |
| ૧૨ ભાવનાઓ | ૩ ગુપ્તિઓ |
| ૧૨ પ્રતિમા | ૪ અભિગ્રહો |

કુલ ૭૦

સાધુ એટલે નિર્વાણમાર્ગની સાધના કરનાર અથવા સ્વહિત અને પરહિત એમ ઉભયહિતને સાધનાર તે સત્તાવીશ ગુણોથી ઓળખાય છે

| | |
|---|---|
| પાંચ મહાવ્રતો | ૫ |
| રાત્રિભોજનનો ત્યાગ | ૧ |
| છ કાયના જીવોની રક્ષા | ૬ |
| પાંચ ઇંદ્રિયો પર સંયમ | ૫ |
| ત્રણ ગુપ્તિ | ૩ |
| લોભ રાખે નહિ | ૧ |
| ક્ષમા ધારણ કરે | ૧ |
| ચિત્તને નિર્મળ રાખે | ૧ |
| વસ્ત્ર વગેરેની શુદ્ધ પડિલેહણા કરે | ૧ |
| સંયમમાં રહે ( પ્રેક્ષા-ઉપેક્ષાદિ | ૧ |
| સંયમ કરે, અવિવેકનો ત્યાગ કરે) | ૧ |
| પરીષહો સહન કરે | ૧ |

કુલ ૨૭

સાધુના સત્તાવીશ ગુણોમાં પાંચ મહાવ્રત અને છઠ્ઠા

રાત્રિભોજનવિરમણવ્રતને પ્રથમ મૂકવાના આવ્યા છે, એટલે તે સાધુના મુખ્ય ગુણો છે જેનામાં મહાવ્રતો નહિ, તે સાધુ નહિ, એવી આપણી માન્યતા છે અને તે યથાર્થ છે

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચને પરમેષ્ઠી કહેવાય છે, કારણકે તેઓ પરમે એટલે પરમપદે-ઊંચા પદમાં ષ્ઠિન્ એટલે રહેલા છે ઊંચુ પદ એટલે ગૃહસ્થોથી ઊંચુ પદ શ્રીઉત્તરાધ્યયનસૂત્રમાં કહ્યું છે કે 'सव्वेहिं गारित्थेहिं साहवो सजमुत्तरा-ગૃહસ્થો ગમે તેટલા ચારિત્રવાન હોય તો પણ સાધુઓ તેના કરતા સંયમમાં ચડે છે '

નમસ્કારના પ્રથમ પાંચ પદોથી આ પાંચ પરમેષ્ઠિને નમસ્કાર થાય છે, તેથી જ તેને પરમેષ્ઠિનમસ્કાર, પરમેષ્ઠિમંત્ર કે પંચપરમેષ્ઠિનમસ્કાર અથવા પંચપરમેષ્ઠિમંત્ર કહેવામાં આવે છે

પંચપરમેષ્ઠિને ઓળખાવનારા ગુણો ૧૨+૮+૩૬+૨૫ +૨૭ મળી ૧૦૮ થયા, તેના પર તમારે વારંવાર ચિંતન મનન કરવાનું છે

પંચનમસ્કાર એટલે પાંચને કરાયેલો નમસ્કાર ભગવતી સૂત્રની ટીકામાં પંચનો અર્થ પંચાંગ નમસ્કાર પણ કહ્યો છે પંચાંગ નમસ્કાર એટલે બે હાથ, બે ઢીંચણ અને મસ્તક એ પાંચ અંગોને ભેગા કરીને કરવામાં આવતો નમસ્કાર આપણામાં પંચાંગ નમસ્કાર કરવાની પ્રથા છે. સાષ્ટાંગ દંડવતની નહિ

પંચનમસ્કાર કેવો છે? તે પછીના પદોમાં બતાવ્યું છે સવ્વ એટલે સર્વ, બધા પાવ એટલે પાપ કે અશુભ કર્મ અને પ્રણાશક એટલે અત્યંત નાશ કરનાર, મૂળથી નાશ કરનાર સામાન્ય નાશ થયો હોય તો વસ્તુ ફરી આવે કે ઉત્પન્ન થાય, પણ જેનો અત્યંત કે મૂળથી નાશ થયો હોય, તે ફરી આવે નહિ કે ઉત્પન્ન થાય નહિ

મનુષ્યને જે દુખ, કષ્ટ કે આપત્તિનો અનુભવ થાય છે, તે અશુભ કર્મના ઉદયને લીધે થાય છે પરંતુ આ અશુભ કર્મનો સંપૂર્ણ નાશ થઈ જતો હોય તો પછી કોઈ દુખ, કષ્ટ કે આપત્તિનો અનુભવ થવાનો પ્રસંગ આવે નહિ તાત્પર્ય કે પંચપરમેષ્ઠિને કરાયેલો આ નમસ્કાર સર્વ પાપોનો અને પરિણામે સર્વ દુખોનો અત્યંત નાશ કરનાર છે

મંગલ શબ્દની વ્યાખ્યા શાસ્ત્રકારોએ અનેક પ્રકારે કરી છે, પણ તેની મુખ્ય વ્યાખ્યા 'मङ्गति हितार्थं सर्पतीति मङ्गलम्-જે પ્રાણીઓના હિતને માટે પ્રવર્તે તે મંગલ' એ અહીં ગ્રહણ કરવાની છે પ્રાણીઓના હિતની પ્રવૃત્તિ અનેક પ્રકારે થાય છે, એટલે મંગલો પણ અનેક પ્રકારના છે અને તેથી જ અહીં मगलाण च सव्वेसिं એવો શબ્દ પ્રયોગ છે મંગલના જો દ્રવ્યમંગલ અને ભાવમંગલ એવા બે ભેદો કરીએ તો આ सव्वेसिं શબ્દથી બંને પ્રકારના મંગલો ગ્રહણ કરવાના છે દ્રવ્યમંગલ એટલે શુભ પદાર્થો, જેવા કે સ્વસ્તિક, શ્રીવત્સ, નંદાવર્ત, વર્ધમાનક, ભદ્રાસન,

કળશ, મીનયુગલ, દર્પણ વગેરે દધિ, દુર્વા, સુવર્ણ વગેરેની ગણના પણ શુભ પદાર્થોમા થાય છે ભાવમ ગલ એટલે જ્ઞાનની પ્રાપ્તિ કે શુભ ભાવોની પ્રાપ્તિ.

પ્રથમ એટલે ઉત્તમ કે ઉત્કૃષ્ટ પ ચનમસ્કાર સર્વે મ ગલોનું ઉત્કૃષ્ટ મ ગલ થાય છે, એટલે મ ગલ તરીકે તે બીનહરીફ છે, તેનુ સ્થાન અન્ય કોઈ વસ્તુ લઈ શકતી નથી તાત્પર્ય કે આ મ ગલ દ્રવ્ય અને ભાવ બ નેથી પ્રાણીનુ અત્ય ત હિત કરનાર છે, એટલે તેને કોઈ પણ પ્રકારના ઉપદ્રવો સતાવી શકતા નથી કે તે અશુભ વિચાર યા અશુભ પરિણામની ધારાએ ચડતો નથી

નમસ્કારનુ સ્મરણ એટલે પ ચપરમેષ્ઠિનું સ્મરણ, પ ચપરમેષ્ઠિનું સ્મરણ એટલે આત્મશુદ્ધિનું સ્મરણ અને આત્મશુદ્ધિનુ સ્મરણ એટલે મુક્તિ, મોક્ષ કે નિર્વાણનુ સ્મ રણ આ રીતે નમસ્કારનુ સ્મરણ જીવનના અ તિમ ધ્યેયનું સ્મરણ કરાવી મનુષ્યને અન ત સુખ પ્રત્યે લઈ જાય છે, એટલે શાસ્ત્રમા તે પરમ કે પ્રવરમ ત્ર ગણાયો છે

વિશેષ અવસરે કહેવાશે



વ્યાખ્યાન નવમું

## નમસ્કારની આરાધના

[ મંગલાચરણ કર્યાં પછી પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યું કે— ]

મહાનુભાવો !

નમસ્કાર અંગે અહીં આઠ વ્યાખ્યાનો અપાયાં તેમાં પ્રથમ વ્યાખ્યાનમાં નમસ્કાર એ જિનશાસનનો સાર છે, ચૌદ પૂર્વોનો ઉદ્ધાર છે, સંસારસાગરમાંથી તારનાર છે તથા મહામંત્ર સ્વરૂપ છે, એ વાત વિસ્તારથી જણાવી બીજા અને ત્રીજા વ્યાખ્યાનમાં નમસ્કાર મંત્રના અચિંત્ય પ્રભાવનો પરિચય કરાવ્યો ચોથા વ્યાખ્યાનમાં નમસ્કાર અનાદિ કાલથી ચાલ્યો આવે છે, એ વસ્તુ સપ્રમાણ સિદ્ધ કરી પાંચમાં તથા છઠ્ઠા વ્યાખ્યાનમાં નમસ્કારમંત્ર નિત્ય છે, શાશ્વત છે, એ વાતના પુષ્ટ પ્રમાણો આપ્યાં સાતમાં વ્યાખ્યાનમાં નમસ્કારનું બાહ્ય સ્વરૂપ સમજાવ્યું અને તેનાં નવ પદો તથા અડસઠ અક્ષરો યથાર્થ હોવાની સાબીતીઓ આપી આઠમાં વ્યાખ્યાનમાં નમસ્કારનું આંતરિક સ્વરૂપ દર્શાવ્યું અને તેના પ્રત્યેક શબ્દના અર્થ તથા ભાવથી તમને પરિચિત કર્યાં હવે નવમા અને છેલ્લા વ્યાખ્યાનમાં નમસ્કારની આરાધના વિષે કેટલુંક વિવેચન કરવા ઈચ્છીએ છીએ, તે તમે એકાગ્ર ચિત્તે સાંભળો

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે—

सुचिर पि तवो तविय, चिन्न, चरण सुय च बहुपढिय ।
जइ ता न नमुक्कारे, रई तओ त गय विहल ॥

'લાંબા કાળ સુધી તપ કર્યું, ચારિત્રને પાળ્યું અને ઘણા શાસ્ત્રોનું અધ્યયન કર્યું, પણ જો નમસ્કારમાં રતિ ન થઈ, તો બધું નિષ્ફળ ગયું જાણવું '

નમસ્કારમાં રતિ થવી એટલે નમસ્કાર માટે હૃદયમાં પ્રેમ જાગવો, નમસ્કારની આરાધના માટે અંતરમાં ઉત્સાહ પ્રકટવો અંતરમાં ઉત્સાહ પ્રકટ્યા વિના એક સામાન્ય કાર્ય પણ સિદ્ધ થતું નથી, તો નમસ્કારની આરાધના જેવું કાર્ય શી રીતે સિદ્ધ થાય?

મંત્રની આરાધનામાં × મુખ્ય વસ્તુ જપ છે, તેથી જ કહ્યું છે કે 'जपात्सिद्धिर्जपात्सिद्धिर्जपात्सिद्धिर्न संशय –

× મંત્રની સિદ્ધિ માટે મંત્રવિશારદોએ પાંચ પગથિયાં બનાવ્યાં છે (૧) અભિગમન (૨) ઉપાદાન (૩) ઇજ્યા, (૪) સ્વાધ્યાય અને (૫) યોગ તેમાં મંત્રસિદ્ધિ માટે જે સ્થાનનો ઉપયોગ કરવો હોય તેની શુદ્ધિ કરવી એ અભિગમન છે મંત્રસાધના માટે જરૂરી ઉપકરણ ભેગાં કરવાં એ ઉપાદાન છે ભૂતશુદ્ધિ, પ્રાણાયામ અને ન્યાસપૂર્વક પંચોપચાર આદિ ઉપચારો કરવા એ ઇજ્યા છે મંત્રનો વિધિપુરઃસર જપ કરવો એ સ્વાધ્યાય છે અને તેના અધીશ્વરનું ધ્યાન ધરવું, એ યોગ છે

કેટલાક મંત્રયોગના ૧૬ અંગો માને છે તેમાં ચૌદમું અંગ જપ, પંદરમું અંગ ધ્યાન અને સોળમું અંગ સમાધિ છે તાત્પર્ય કે જપ અને ધ્યાન એ બે વસ્તુ મંત્રસિદ્ધિ માટે ઘણી મહત્ત્વની છે

જપથી સિદ્ધિ થાય છે, જપથી સિદ્ધિ થાય છે, જપથી સિદ્ધિ થાય છે, એમા સશય નથી ' પરતુ જપથી સિદ્ધિ કોણુ મેળવે છે? તે જાણુવાની જરૂર છે

બીજમા ઉગવાની તાકાત છે, પરતુ ભૂમિ ઉખર (ખારવાળી) હોય, પવન પ્રતિકૂળ હોય, તો તે બીજ ઉગી શકતું નથી, તેવી જ રીતે નમસ્કારમત્રમા જબ્બર તાકાત છે, અચિંત્ય પ્રભાવ છે, પણુ તેને જપનારમા યોગ્યતા ન હોય, તો એ ફળ આપતો નથી મત્ર જપનાર એટલે મત્રની આરાધના કરનાર કેવો હોવો જોઈએ? તે અગે શ્રી ભદ્રગુપ્તાચાર્યે વિચારરત્નમહાનિધિમા કહ્યુ છે કે–

दक्षो जितेन्द्रियो धीमान्, कोपानलजलोपम ।
सत्यवादी विलोभश्च, मायामदविवर्जित ॥
मानत्यागी दयायुक, परनारीसहोदर ।
जिनेन्द्रगुरुभक्तश्च, मन्त्रग्राही भवेन्नर ॥

'મત્રને ગુરુ પાસેથી ગ્રહણુ કરીને તેનો જપ કરનારો મનુષ્ય ચતુર, ઇંદ્રિયોને જિતનાર, બુદ્ધિમાન, કોપ રૂપ અગ્નિ માટે જલ સમાન એટલે ગમે તેવી સ્થિતિમા પણુ શાતિ રાખી શકનાર, સત્યવાદી, લોભ વિનાનો, માયા અને મદથી રહિત, અહકારનો ત્યાગ કરનાર, દયાવત, પરનારીને બહેન ગણુનાર એટલે કે તેની સામે કદી વિકાર દૃષ્ટિએ ન જોનાર, અને શ્રી જિનેશ્વર દેવ તથા ગુરુ પ્રત્યે પરમ ભક્તિ રાખનાર હોવો જોઈએ '

ભૈરવપદ્માવતીકલ્પમાં પણ મંત્રસાધકનાં લક્ષણો લગભગ આ જ આપ્યાં છે જેમ કે-

शुचि प्रसन्नो गुरुदेवभक्तो,
दृढव्रत सत्य-दया-समेत ।
दक्ष पटुर्बीजपदावधारी,
मन्त्री भवेदीदृश एव लोके ॥

'બાહ્ય અને અભ્યંતર પવિત્રતાવાળો, સૌમ્ય ચિત્તવાળો, ગુરુ અને દેવનો ભક્ત, સહજ કેટલા વ્રતમાં અતિ દૃઢ, સત્ય અને દયાથી સહિત, ચતુર, બુદ્ધિશાળી અને મંત્રબીજ તથા પદોને ધારણ કરનારો, આવો પુરુષ આ જગમાં મંત્રસાધક-મંત્રારાધક થાય છે.'

પંચપરમેષ્ઠિ-ધ્યાનમાળામાં નવકારમંત્રનો જપ કરનાર માટે કહ્યું છે કે-

શાંત દાંત ગુણવંત, સંતજન સેવાકારી,
વારિત વિષય કષાય, જ્ઞાનદર્શન સુવિચારી
સ્યાદ્વાદ રસરંગ, સંયમધરિ શમરસ ઝીલે;
શુભ પરિણામ નિમિત્ત, અશુભ સવિ કર્મને છીલે,
તે શુભ નર પરમેષ્ઠિપદ-સાધનના કારણ લહે,
શાહ શામજી સુતરત્ન, નેમિદાસ કવિપરે કહે

'જે શાંત હોય, દાંત એટલે ઇન્દ્રિયોને જિતનારો હોય, ગુણવંત એટલે અહિંસા, સત્ય આદિ ગુણોને ધારણ કરનારો હોય, સંતપુરુષોની સેવા કરનારો હોય, જેણે વિષય અને કષાયને વારેલા હોય, જે જ્ઞાન અને દર્શનનો

આરાધક હોય, દરેક કામ સારી રીતે વિચાર કરીને કરનારો હોય, જે સ્યાદ્વાદ એટલે અનેકાન્તવાદના રંગથી રંગાયેલો હોય અને જે હંસની પેઠે શમરસમાં ઝીલનારો હોય, જે શુભ પરિણામના નિમિત્તોને શોધનારો હોય અને બધા અશુભ કર્મોને છોડનારો હોય, તે જ પુરુષ પંચપરમેષ્ઠિની સાધના-આરાધના સારી રીતે કરી શકે છે, એમ શામજી શાહનો પુત્ર નમિદાસ કહે છે '

પૂર્વના મહાપુરુષોને નમસ્કારમંત્ર ફળ્યો, કારણ કે તેઓ આવા આવા ગુણોને ધારણ કરનારા હતા આજે આપણને નમસ્કારમંત્ર ફળતો નથી, કારણ કે આપણામાં આ ગુણોની ખામી છે પણ મન પર લઈએ અને પ્રયત્ન કરીએ તો આ ગુણો અવશ્ય કેળવી શકીએ અને નમસ્કાર મહામંત્રની આરાધના કરવાની યોગ્યતા પામી શકીએ

### જપના ત્રણ પ્રકારો

શાસ્ત્રમાં જપના વિવિધ પ્રકારો બતાવ્યા છે, તેનો અહીં પરિચય કરાવીશું જપના ત્રણ પ્રકારો તે ભાષ્ય, ઉપાંશુ અને માનસ બીજા સાંભળી શકે તે પ્રમાણે હોઠ હલાવીને મંત્રનો ઉચ્ચાર કરવો તે ભાષ્ય જપ તેને વાચિક જપ પણ કહેવામાં આવે છે બીજો સાંભળી ન શકે એ રીતે હોઠ બીડીને મંત્રનું રટણ કરવું તે ઉપાંશુ જપ અને જે માત્ર મનની વૃત્તિથી જ જપાય તે માનસ જપ

પ્રથમમાં હોઠ અને જીભ બંને હાલે, બીજામાં હોઠ

હાલે નહિ પણ જીભ હાલે અને ત્રીજામા હોઠ કે જીભ એકેય હાલે નહિ

ભાષ્ય કરતા ઉપાંશુ કઠિન ગણાય અને ઉપાંશુ કરતા માનસ કઠિન ગણાય, પરંતુ ભાષ્ય કરતા ઉપાંશુનુ ફળ સો ગણુ છે અને ઉપાંશુ કરતા માનસનુ ફળ હજાર ગણુ છે, એટલે જપના ત્રણે પ્રકારમા માનસ જપ શ્રેષ્ઠ છે પરંતુ જપનો અભ્યાસ તો ભાષ્યથી જ શરૂ કરવાનો છે, કારણ કે તેનાથી મંત્રના ઉચ્ચારની શુદ્ધિ થાય છે અને તે ઉપાંશુ તથા માનસમા ઘણી કામ લાગે છે

## જપના પાંચ પ્રકારો

જપના પંચ પ્રકારો મંત્રશાસ્ત્રમા કહ્યુ છે કે

शाब्दान्मौनी मौनतस्तस्मात् सार्थस्ततोऽपि चित्तगः ।
ध्येयैक्यमिह यदि वाऽऽत्मध्येयैक्य जापसर्वस्वम् ॥

'શાબ્દ જપ કરતા મૌન જપ સારો છે મૌન જપ કરતા સાર્થ જપ સારો છે સાર્થ જપ કરતા ચિત્તસ્થ જપ સારો છે અને ચિત્તસ્થ જપ કરતા ધ્યેયૈકત્વ જપ સારો છે, કારણકે તે જ જપનુ સર્વસ્વ છે'

શાબ્દ જપ એટલે ભાષ્ય કે વાચિક જપ અને મૌન જપ એટલે ઉપાંશુ જપ તે બંનેનુ વર્ણન હમણા જ કરી ગયા સાર્થજપ એટલે અર્થસહિતનો જપ, અર્થના ખ્યાલ પૂર્વકનો જપ

તમે 'णमो अरिहंताण' પદ બોલો એજ વખતે તમારા મનમા સમવસરણમા બેસી, ચાર મુખે, માલકોશ રાગમાં,

બાર પર્ષદા આગળ, મેઘધ્વનિથી દેશના દેતા અરિહંત ભગવાનનું ચિત્ર ખડું થઈ જાય તો તમે સાર્થજાપ કર્યો કહેવાય

ઘણા માણસોને અર્થનું જ્ઞાન હોતું નથી, એટલે તેઓ પોતાની (આતરિક) નજર સમક્ષ વાચ્ય પદાર્થનો ખ્યાલ લાવી શકતા નથી અને એ ખ્યાલ લાવી શકતા નથી, એટલે તેમાં જે તન્મયતા થવી જોઈએ, તે થતી નથી જો તન્મયતા બરાબર થાય તો અપૂર્વ આનંદ આવે, એટલે નમસ્કારની આરાધના કરનારે નમસ્કારના અર્થો બરાબર જાણી લેવા જોઈએ અને તે જ કારણે ગત વ્યાખ્યાનમાં અમે નમસ્કારના અર્થ-ભાવ-રહસ્ય પર પૂરતો પ્રકાશ પાડેલો છે

नमो सिद्धाणं પદ બોલતા લોકના અગ્રભાગ પર આવેલી શુદ્ધ સ્ફટિક સમાન પીસ્તાલીશ લાખ યોજનની સિદ્ધશિલા અને તેના ઉપર બિરાજી રહેલ નિરંજન, નિરાકાર, વીતરાગ, સર્વજ્ઞ, સર્વદર્શી, પૂર્ણ સુખી, સર્વ શક્તિમાન એવા અનંત સિદ્ધ ભગવંતોનો ખ્યાલ સ્પષ્ટ થવો જોઈએ જો આવો ખ્યાલ ન આવે તો સમજવું કે नमो सिद्धाणं નો અર્થ મનમાં ઉગ્યો નથી

नमो आयरियाणं પદ બોલતા મહાન જૈનાચાર્ય કે જે જિનશાસનના ધોરી છે, પંચાચારથી વિભૂષિત છે અને શિષ્યો પાસે પણ પંચાચારનું પાલન કરાવી રહ્યા છે, એ પ્રકારનું ચિત્ર મનમાં ખડું થવું જોઈએ

नमो उवज्झायाणं પદ બોલતા શ્રુતના પારગામી

ઉપાધ્યાયજી મહારાજ સાધુઓને સૂત્ર-સિદ્ધાતની વાચના આપી રહ્યા છે, એ પ્રકારનુ ચિત્ર મનમા ખડુ થવુ જોઇએ

અને નમો લોએ સવ્વસાહૂણ પદ બોલતા શાત, દાત, ધીર, ગભીર, ક્રિયાતત્પર, સ્વ-પર-કલ્યાણની સાધના કરી રહેલ સાધુ મહાત્માનુ ચિત્ર મનમા ખડુ થવુ જોઇએ

એસો પચનમુક્કારો ઇત્યાદિ પદો બોલતા એ પાચ નમસ્કારથી મારા પાપોનો નાશ થઈ રહ્યો છે, મને ઉત્કૃષ્ટ મગલની પ્રાપ્તિ થઈ રહી છે, એવો ખ્યાલ મનમા સ્પષ્ટપણે અકિત થવો જોઇએ

જો આ રીતે જપ થાય તો ચિત્તની ચચળતા ઘટી જાય, એકાગ્રતાનુ પ્રમાણ વધે અને તેથી આનદ પણ આવે.

ચિત્તસ્થ જપ એટલે માનસ જપ તેમા એકાગ્રતા ઘણી જોઈએ જેનુ મન અહીં-તહીં ભમ્યા કરે છે, તે આ જપ કરી શકતા નથી મન મર્કટ જેવુ છે અને તે ચારે બાજુ દોડાદોડ કરે છે, એ વાત સાચી, પણ અભ્યાસથી તેને ઠેકાણે લાવી શકાય છે કહ્યુ છે કે-

अभ्यासेन स्थिर चित्त, अभ्यासेनानिलच्युति ।
अभ्यासेन परानन्दो, अभ्यासेनात्मदशनम् ॥

'અભ્યાસથી ચિત્ત સ્થિર થાય છે, અભ્યાસથી વાયુને (પ્રાણને) કાબૂમા લાવી શકાય છે, અભ્યાસથી પરમાનદની પ્રાપ્તિ થઈ શકે છે અને અભ્યાસથી આત્મદર્શન થઈ શકે છે'

ધ્યેયૈકત્વ જપ એટલે આત્મા અને પરમાત્માની એકતા આત્મા ધ્યાતા છે, પરમાત્મા કે પરમેષ્ઠિ ધ્યેય છે આ બને વચ્ચેની ભેદરેખા ભૂંસાઈ જાય એટલે કે જપનાર ધ્યેયની સાથે એકમેક બની જાય ત્યારે આ જપ સિદ્ધ થયો કહેવાય જપનુ અ તિમ રહસ્ય આ છે, તેથી તેને જાપનુ સર્વસ્વ કહેવામા આવે છે

જપ પર પ્રેમ વધતો જાય તેમ આન દ આવતો જાય, પણ આજે તો જપ પર પ્રેમ જ નથી, પછી આન દ ક્યાથી આવે ? 'મને પ્રેમ છે' એમ કહેવા માત્રથી પ્રેમ હોવાનુ મનાય નહિ સૂતા, ઉઠતા, બેસતા, હરતા, ફરતા જ્યારે એજ વસ્તુ યાદ આવે, એનુ જ સ્મરણ થયા કરે અને એના વિના ચેન પડે નહિ, ત્યારે સમજાય કે હૃદયમા પ્રેમ જાગ્યો છે

એક ભગત હતા, તેમના હૃદયમા સાચો ભગવત્પ્રેમ જાગ્યો હતો, એટલે તેઓ નિરતર ભગવાનનુ સ્મરણ કર્યા કરતા તેઓ સસારમા હતા, પણ સસારની વાતો ગમતી નહિ એક વખત કેટલાક સબધીઓ આગ્રહ કરીને તેમને જાનમા લઈ ગયા, પણ ત્યા થતી વાતોમા તેમને આન દ આવ્યો નહિ એટલે તેમણે દાદર નીચે એક જગા શોધી કાઢી અને ત્યા જપ કરવા બેસી ગયા તેમાં ખૂબ આન દ આવ્યો અને તન્મયતા જામી આ અવસ્થામાં દેહભાન પણ ભૂલી જવાય તો ખાવા-પીવાનુ ક્યાથી યાદ આવે ?

બધા જાનૈયા જમવા ગયા અને તેઓ સારી રીતે

જમ્યા, પણ કોઈને ભગત યાદ આવ્યા નહિ સાંજે પણ એમજ બન્યું બીજા દિવસે સવારે પણ બધાએ જમણની મોજ ઉડાવી પછી જવાનો વખત થયો, ત્યારે માણસો ગણ્યા એ વખતે ભગત યાદ આવ્યા પછી તો એ પણ ખ્યાલમા આવ્યુ કે ભગત આપણી સાથે જમવામા ન હતા ત્યારે તેઓ ક્યા ગયા ? શુ થયુ ? એનો વિચાર આવ્યો અને બધા ભગતની શોધ કરવા લાગ્યા એમ કરતા કોઈએ તેમને દાદર નીચેની ઓરડીમાથી શોધી કાઢ્યા, તો તેઓ હજી ધ્યાનમા જ હતા અને ભગવાનનુ નામ જપી રહ્યા હતા કહો કેવી એકાગ્રતા અને કેવો ભગવત્પ્રેમ ! પછી તેમને બહાર લઈ આવ્યા અને પોતાની ભૂલની માફી માગી ખૂબ પ્રેમપૂર્વક જમાડ્યા

જ્યારે નવકાર મંત્રના જપમા આવો રસ લાગે, આવી તન્મયતા જાગે, ત્યારે સમજવું કે હવે બેડો પાર છે

ઉચ્ચકક્ષાનુ ધ્યાન લાંબો વખત ટકતું નથી, પરંતુ ધ્યાનનો પ્રવાહ તો ગમે તેટલો લબાવી શકાય છે અને તે કર્મની મહાન નિર્જરા કરવામા અત્યંત ઉપયોગી નીવડે છે

જપમા એકાગ્રતા લાવવા માટે પ્રથમની ભૂમિકાથી શરૂઆત કરવી જોઈએ અને ધીરે ધીરે આગળ વધવુ જોઈએ તેમા કોઈ વિઘ્ન આવે તો નાહિમત ન થતા ધૈર્ય રાખી કામ લેવું જોઈએ શરૂઆતમા છોકરાને એકડો શીખવતાં શિક્ષકનુ પાણી ઉતરી જાય છે, પરંતુ વારવાર ઘીંટા કરતા છેવટે એ સાચો એકડો શીખે છે જો છોકરો શરૂઆતમા ઘીંટા ન કરે તો એ સાચો એકડો શીખી શકે નહિ, તેમ

તમે પણ શરૂઆતમાં શાબ્દ કે ભાષ્ય જપ કરો નહિ તો અષ્ઠ જપ કરી શકો નહિ

મનમા એવો દઢ નિશ્ચય કરવો જોઈએ કે આજ વસ્તુ જગતમા સારભૂત છે, તેના વિના બધુ નકામુ છે, અને તે માટે ગમે તેવો ભોગ આપવાની તૈયારી રાખો તો જપની ઊચી ભૂમિકાએ પહોચી જવાનુ મુશ્કેલ નથી પ્રેમ અને સમર્પણ એ સિદ્ધિનો સાચો ઊપાય છે અને તે તમારે આ ક્ષેત્રમા પૂરા બળથી અજમાવવો જોઈએ

## જપના તેર પ્રકારો

અપેક્ષાવિશેષથી જપના તેર પ્રકારો પણ માનવામાં આવ્યા છે તે આ પ્રમાણે

> रेचक-पूरक-कुम्भा गुणत्रय स्थिरकृति-स्मृती हक्का।
> नादो ध्यान ध्येयैकत्व तत्व च जपभेदा ॥

'(૧) રેચક, (૨) પૂરક, (૩) કુભક, (૪) સાત્ત્વિક, (૫) રાજસિક, (૬) તામસિક, (૭) સ્થિરકૃતિ, (૮) સ્મૃતિ, (૯) હક્કા, (૧૦) નાદ, (૧૧) ધ્યાન, (૧૨) ધ્યેયૈકત્વ અને (૧૩) તત્ત્વ એ જપભેદો છે '

(૧) રેચક જપ—શરીરમા રહેલા વાયુને નસકોરા વાટે બહાર કાઢવાપૂર્વક જે જપ કરવો તે રેચક જપ

(૨) પૂરક જપ—વાયુને નસકોરા વાટે શરીરમા દાખલ કરવાપૂર્વક જે જપ કરવો તે પૂરક જપ

(૩) કુભક જપ—વાયુને શરીરમા સ્થિર કરવા પૂર્વક જે જપ કરવો તે કુભક જપ

આ રીતે કરાયેલો જપ ષટ્કર્મની સિદ્ધિમા ઉપયોગી થાય છે

(૪) સાત્ત્વિક જપ—શાંતિકર્મ માટે કરાયેલો જપ તે સાત્ત્વિક જપ

(૫) રાજસિક જપ—વશીકરણાદિ માટે કરાયેલો જપ તે રાજસિક જપ

(૬) તામસિક જપ—ઉચ્ચાટન તથા મારણાદિક માટે કરાયેલો જપ તે તામસિક જપ

(૭) સ્થિરકૃતિ જપ—ગમે તેવા વિઘ્નો સામે દેખાવા છતા સ્થિરતાપૂર્વક જપ થાય તે સ્થિરકૃતિ જપ.

(૮) સ્મૃતિ જપ—દષ્ટિને નાકના અગ્રભાગ પર સ્થાપીને મત્રનું મનથી સ્મરણ કરવામા આવે તે સ્મૃતિ જપ.

(૯) હક્કાજપ—જે મત્રના અત્યપદો મોક્ષકારક હોય તેનો જપ કરવો તે હક્કાજપ, અથવા જેમા શ્વાસ લેતી અને મૂકતી વખતે હકારનો વિલક્ષણતાપૂર્વક ઉચ્ચાર કર્યા કરવો તે હક્કા જપ

(૧૦) નાદ જપ—જે જપ કરતી વખતે મનમા ભ્રમરના જેવો ગુજારવ ઉઠે તે નાદ જપ

(૧૧) ધ્યાન જપ—મત્રપદોનુ વર્ણાદિપૂર્વક ધ્યાન કરવું તે ધ્યાન જપ

(૧૨) ધ્યેયૈક્ય—ધ્યાતા અને ધ્યેયની એકતા આ ભેદનુ વર્ણન ઉપર આવી ગયુ છે

(૧૩) તત્ત્વ જપ—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને

આકાશ એ પાચ તત્ત્વો છે, તેને અનુસરીને જપ કરવો તે તત્ત્વ જપ

જપના આ પ્રકારમાં ધ્યાનયોગ અને સ્વરોદય બંનેનો સમાવેશ થાય છે

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર જપના ફલની તરતમતા હોય છે, એટલે તે સબધી પણ બે શબ્દો કહીશું.

દ્રવ્ય—જાપમા ઉપયોગી દ્રવ્યો એટલે કે આસન, માળા વગેરે શુદ્ધ હોય તો ઉલ્લાસની વૃદ્ધિ થાય છે

ક્ષેત્ર—સ્થળ એકાત હોય અને પવિત્ર હોય તો જપમા વિશેષ તલ્લીનતા આવે છે

કાળ—જપ કરવા માટે ત્રણ સંધ્યાનો સમય ઉત્તમ મનાયો છે આ ત્રણ સંધ્યા તે (૧) સૂર્ય ઉગતા પહેલાની એક ઘડી અને પછીની એક ઘડી અર્થાત્ ૪૮ મીનીટ (૨) મધ્યાહ્ન પહેલાની એક ઘડી અને પછીની એક ઘડી અને (૩) સૂર્યાસ્ત પહેલાની એક ઘડી અને પછીની એક ઘડી આ ત્રણે સધ્યામા પહેલી સધ્યા વધારે સારી છે, કારણ કે તે વખતે વાતાવરણ શાત હોય છે અને મગજ પણ શાત હોય છે

ભાવ—એટલે હૃદયનો ઉલ્લાસ તે જેટલો વધારે હોય, તેટલુ ફળ પણ વધારે મળે છે

---

પૂ શ્રી હરિભદ્રસૂરિજીએ યોગબિંદુમાં જપ અગે કેટલાંક મહત્ત્વનાં સૂચનો કર્યાં છે તે પણ વિચારવા યોગ્ય છે તેઓશ્રી ફરમાવે છે કે —

'જપ પણ અધ્યાત્મ કહેવાય છે, કારણકે ધાર્મિક પુરુષોનુ એ પ્રધાન લક્ષણ છે

મંત્રનું સબીજ અને નિર્બીજ એમ બંને પ્રકારે ધ્યાન ધરી શકાય છે ૐ હ્રીં અર્હં વગેરે મંત્રબીજો કહેવાય દુનિયાની લાલસાવાળા પ્રાણીઓ આ મંત્રનું સબીજ ધ્યાન ધરે અને માત્ર મોક્ષની અભિલાષાવાળા નિર્બીજ ધ્યાન ધરે, એવો કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજનો અભિપ્રાય છે

ચિંતામણિરત્ન, કલ્પવૃક્ષ, કામધેનુ કે ચિત્રાવેલી ઈહલૌકિક પદાર્થો આપનાર છે, પણ દુર્ગતિમાંથી બચાવનાર નથી, જ્યારે નમસ્કાર મહામંત્ર આ જન્મમાં પણ રિદ્ધિ સિદ્ધિ આપે છે, પરલોકમાં પણ રિદ્ધિસિદ્ધિ આપે છે અને

---

'જપ દેવતાની સંમુખ અથવા સ્વચ્છ જળવાળાં જળાશયોની આગળ અથવા પત્રો-પુષ્પો અને ફળોથી લચેલાં વૃક્ષોવાળાં વનપ્રદેશની અંદર કરવા માટે સત્પુરુષોની આજ્ઞા છે

'હાથની આંગળીઓ ઉપર કે રુદ્રાક્ષ નામનાં ઝાડના ફળની માળા ઉપર, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થિર કરીને તથા અંતરાત્માથી શાંત થઈને મંત્રોના અક્ષરોને વિષે ચિત્તની વૃત્તિ પરોવવી

'ચિત્તની વિપરીત ગતિ થવા લાગે ત્યારે જપનો ત્યાગ કરવો વ્યાકુલ ચિત્ત વખતે જપનો ત્યાગ કરવાથી (અંદરથી અશાંત છતાં બહારથી શાંત આકાર કરવા રૂપ) માયાચારનો ત્યાગ થાય છે તથા વિશ્રાંતિ લેવાથી જપમાં સારી રીતે પ્રવૃત્તિ થાય છે આ રીતે શુદ્ધ કામનાથી કરેલો ત્યાગ એ વાસ્તવિક રીતે અત્યાગ જ છે

'જેટલા કાલ માટે પ્રતિજ્ઞા લીધી હોય, તેટલા કાલપ્રમાણ જાપ કરવો પ્રતિજ્ઞા કરવાથી જાપ સિવાયના કાળે પણ જાપમાં મનોવૃત્તિ કાયમ રહે છે એમ બુધ પુરુષો કહે છે આથી મુનિઓએ પ્રતિજ્ઞા લેવારૂપ અભિગ્રહને વખાણ્યો છે અભિગ્રહવડે ભાવરૂપ ધર્મ થાય છે અને ક્રિયાકાળે ક્રિયાથી પણ ધર્મ થાય છે

પરંપરાએ મોક્ષમાં લઈ જાય છે વળી સર્પ જેવા ક્રૂરમાં ક્રૂર પ્રાણીના કાનમાં પડેલા આ મહાન પવિત્ર મંત્રના શબ્દો દુર્ગતિનું નિવારણ કરી તેને દેવલોકમાં લઈ જાય છે આવો અપૂર્વ મહામંત્ર આપણી પાસે હોવા છતાં આપણે કંગાલની જેમ અહીં તહીં ભટકીએ છીએ અને બીજા મંત્રને શોધીએ છીએ, તે કેટલું શોચનીય ગણાય?

ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજે ગૂર્જર ભાષામાં પંચપરમેષ્ઠિગીતા લખી છે તેમાં તેઓ કહે છે

તજે એ સાર નવકાર મંત્ર
જે અવર મંત્ર સેવે સ્વતંત્ર,
કર્મ પ્રતિકૂલ બાઉલ સેવે,
તેહ સુરતરુ તજી આપ ટેવે

શાસ્ત્રકારોએ નમસ્કારને શ્રેષ્ઠ મંત્ર માન્યો છે અને અમે (શ્રી-યશોવિજયજી) તેનું વર્ણન કરી ગયા છીએ આવો શ્રેષ્ઠ મંત્ર છોડીને જે પોતાની મતિકલ્પનાથી બીજા મંત્રનું આરાધન કરવા લાગે છે, તેનું ભાગ્ય જ ખરેખર! પ્રતિકૂલ છે જો ભાગ્ય પ્રતિકૂલ ન હોય તો સુરતરુ એટલે કલ્પવૃક્ષસદૃશ નમસ્કાર મંત્રને છોડી બાવલ જેવા બીજા મંત્રને કેમ આરાધે?

કોઈ એમ કહેતું હોય કે એ મંત્રો ફલદાયક હોવાથી અમે તેનું આરાધન કરીએ છીએ, તો ઉપાધ્યાયજી મહારાજ તેમને જણાવે છે કે—

એહને બીજે રે વાસિત, હોવે ઉપાસિત મંત,
બીજે પણ કલ્પતરુ, નાયક છે એ તંત.

સર્વ મ ત્રોમા નમસ્કાર મ ત્ર એ નાયક છે અને એના બીજથી વાસિત બીજા મ ત્રની ઉપાસના કરવામા આવી હોય તો જ તે ફલદાયક થાય છે મહોપાધ્યાય શ્રી વિનય વિજયજી મહારાજે પણ આરાધના સ્તવનમા આવા જ શબ્દો ઉચ્ચાર્યા છે

જન્માતર' જાતા, જો પામે નવકાર,
તો પાતિક ગાળી, પામે સુર અવતાર
એ નવપદ સરીખો, મ ત્ર ન કોઈ સાર,
આ ભવ ને પરભવે, સુખ સ પત્તિ દાતાર

તેનો અર્થ સુસ્પષ્ટ છે

૫૦૦ સાગરોપમ સુધી નારકીનો જીવ અકામનિર્જરા દ્વારા જેટલા કર્મ ખપાવે, તેટલા કર્મ ફક્ત એક નવકાર ગણવાથી ખપે છે, અને ૫૪૦૦૦ સાગરોપમ સુધી નારકીનો જીવ અકામ નિર્જરાદ્વારા જેટલા કર્મ ખપાવે, તેટલા કર્મ એક નવકારવાળી એટલે ૧૦૮ નવકાર ગણતા ખપે છે પણ નવકારની આ ગણના ઉચ્ચાર અને વિરામની શુદ્ધિપૂર્વક એટલે સ પદાપૂર્વક કરવી જોઇએ +

નમસ્કાર મ ત્રનો જપ નદાવર્ત, શ ખાવત, પદ્માવર્ત,

---

+ નમસ્કારનાં ફલ માટે શાસ્ત્રમાં નીચેની ગાથાઓ દષ્ટિગોચર થાય છે

नवकार एक एक्खर पाव फेडेइ सत्तअयराणं ।
पन्नास च पएणं, सागर पणसय समग्गणं ॥

'શ્રી નવકાર મ ત્રનો એક અક્ષર સાત સાગરોપમનાં પાપનો નાશ કરે છે તેના એક ૫૦ વડે પચાસ સાગરોપમનુ પાપ ક્ષય પામે છે

પંચપરમેષ્ઠિમુદ્રા કે કમળબંધ વડે થાય તો તેનું ફળ અધિક મળે છે

કમળબંધ જપ કરવાની રીતિ એવી છે કે આઠ પાંખડીનું કમળ હૃદયમાં કલ્પવું વચ્ચે કર્ણિકા કલ્પવી અને તેમાં नमो अरिहंताणं એ પદ સ્થાપવું પછી ઉપરથી શરૂ કરીને ચારે દિશામાં नमो सिद्धाणं આદિ ચાર પદો સ્થાપવા અને વિદિશામાં एसो पंचनमुक्कारो આદિ ચાર પદો સ્થાપવા આ સ્થાપનામાં રંગો નીચે મુજબ કલ્પવા

૧ नमो अरिहंताणं—શ્વેતવર્ણ, દૂધ જેવો ધોળો રંગ

૨ नमो सिद्धाणं—રક્તવર્ણ, માણેક જેવો લાલ રંગ

૩ नमो आयरियाणं—સુવર્ણવર્ણ, સોના જેવો પીળો રંગ

૪ नमो उवज्झायाणं—નીલ રંગ, પન્ના જેવો લીલો રંગ

૫ नमो लोए सव्वसाहूणं—શ્યામવર્ણ, નીલરત્ન જેવો કાળો રંગ

૬ एसो पंच-नमुक्कारो—લાલ અને પીળો

૭ सव्वपावप्पणासणो—પીળો અને લીલો

૮ मंगलाणं च सव्वेसिं—લીલો અને શ્યામ

૯ पढमं हवइ मंगलं—શ્યામ અને લાલ

આ રીતે કમળબંધથી એક નવકાર ગણતા લા[illegible] નવકારનું ફળ મળે છે અને તેમાં લીનતા આવી જાય [illegible] ક્રોડ નવકારનું ફળ મળે છે મતલબ કે મિથ્યાદૃષ્ટિ સામા[illegible]

માણસ શ્રદ્ધારહિત, ઉપલક ભાવે, અનુપયોગપૂર્વક, ક્રોડ નવકાર ગણે અને સમકિતદૃષ્ટિ આત્મા ઉપરની વિધિથી શુભ ભાવપૂર્વક ધ્યાનરૂપે એક નવકાર ગણે તે બરાબર છે

નમસ્કારફલપ્રકરણમા કહ્યુ છે કે—

जो गणइ लक्खमेगं, पूजेइ विहीइ जिणनमुक्कारो ।
तित्थयरनामगुत्तं, सो बधइ नत्थि सदेहो ॥

'જે એક લાખ નવકારને ગણે અને શ્રી જિનેશ્વર દેવને વિધિપૂર્વક પૂજે, તે તીર્થંકરનામ-ગોત્રને બાંધે, એમા સંદેહ નથી '

ઉપદેશતરગિણીમા પણ કહ્યુ છે કે—

यो लक्ष जिनबद्धलक्ष्यसुमना सुव्यक्तवर्णक्रमम्,
श्रद्धावान् विजितेन्द्रियो भवहर मन्त्र जपेच्छ्रावक ।
पुष्पै श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिनं,
य सपूजयते जिन स त्रिभुवनमहितः श्रीतीर्थराजो भवेत् ॥

'જેણે જિનેશ્વર પ્રત્યે લક્ષ્ય બાધ્યુ છે, એવા સુંદર મનવાળો શ્રદ્ધાવાન અને જિતેન્દ્રિય શ્રાવક સુસ્પષ્ટ વર્ણોચ્ચારપૂર્વક સસારના ભયનો નાશ કરનાર એવા નવકાર મત્રને એક લાખ વાર જપે અને શ્વેત સુગધી એક લાખ પુષ્પો વડે શ્રી જિનેશ્વરદેવની વિધિપૂર્વક સમ્યક્ પ્રકારે પૂજા કરે, તે ત્રિભુવનપૂજ્ય તીર્થંકર થાય છે '

નવ લાખ જપતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયા ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપિયે નવકાર

પંચપરમેષ્ઠિમુદ્રા કે કમળબંધ વડે થાય તો તેનું ફળ અધિક મળે છે

કમળબંધ જપ કરવાની રીતિ એવી છે કે આઠ પાંખડીનું કમળ હૃદયમાં કલ્પવું વચ્ચે કર્ણિકા કલ્પવી અને તેમાં नमो अरिहंताणं એ પદ સ્થાપવું પછી ઉપરથી શરૂ કરીને ચારે દિશામાં नमो सिद्धाणं આદિ ચાર પદો સ્થાપવા અને વિદિશામાં एसो पंचनमुक्कारो આદિ ચાર પદો સ્થાપવા આ સ્થાપનામાં રંગો નીચે મુજબ કલ્પવા

૧ नमो अरिहंताणं—શ્વેતવર્ણ, દૂધ જેવો ધોળો રંગ

૨ नमो सिद्धाणं—રક્તવર્ણ, માણેક જેવો લાલ રંગ

૩ नमो आयरियाणं—સુવર્ણવર્ણ, સોના જેવો પીળો રંગ

૪ नमो उवज्झायाणं—નીલ રંગ, પન્ના જેવો લીલો રંગ

૫ नमो लोए सव्वसाहूणं—શ્યામવર્ણ, નીલરત્ન જેવો કાળો રંગ

૬ एसो पंच-नमुक्कारो—લાલ અને પીળો

૭ सव्वपावप्पणासणो—પીળો અને લીલો

૮ मंगलाणं च सव्वेसिं—લીલો અને શ્યામ

૯ पढमं हवइ मंगलं—શ્યામ અને લાલ

આ રીતે કમળબંધથી એક નવકાર ગણતાં લાખ નવકારનું ફળ મળે છે અને તેમાં લીનતા આવી જાય તો ક્રોડ નવકારનું ફળ મળે છે મતલબ કે મિથ્યાદૃષ્ટિ સામાન્ય

માણસ શ્રદ્ધારહિત, ઉપલક ભાવે, અનુપયોગપૂર્વક, ક્રોડ નવકાર ગણે અને સમકિતદષ્ટિ આત્મા ઉપરની વિધિથી શુભ ભાવપૂર્વક ધ્યાનરૂપે એક નવકાર ગણે તે બરાબર છે

નમસ્કારફલપ્રકરણમાં કહ્યુ છે કે—

जो गणइ लक्खमेग, पूजेइ विहीइ जिणनमुक्कारो ।
तित्थयरनामगुत्त, सो बधइ नत्थि संदेहो ॥

'જે એક લાખ નવકારને ગણે અને શ્રી જિનેશ્વર દેવને વિધિપૂર્વક પૂજે, તે તીર્થંકરનામ-ગોત્રને બાંધે, એમા સંદેહ નથી '

ઉપદેશતરંગિણીમા પણ કહ્યુ છે કે—

यो लक्ष जिनबद्धलक्ष्यसुमना सु यस्तवर्णक्रमम्,
श्रद्धावान् विजितेन्द्रियो भवहर मन्त्र जपेच्छ्रावक'।
पुष्पै श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिन,
य सपूजयते जिन स त्रिभुमहित श्रीतीर्थराजो भवेत् ॥

'જેણે જિનેશ્વર પ્રત્યે લક્ષ્ય બાધ્યુ છે, એવો સુદર મનવાળો શ્રદ્ધાવાન અને જિતેન્દ્રિય શ્રાવક સુસ્પષ્ટ વર્ણો ચ્ચારપૂર્વક સસારના ભયનો નાશ કરનાર એવા નવકાર મંત્રને એક લાખ વાર જપે અને શ્વેત સુગંધી એક લાખ પુષ્પો વડે શ્રી જિનેશ્વરદેવની વિધિપૂર્વક સમ્યક્ પ્રકારે પૂજા કરે, તે ત્રિભુવનપૂજ્ય તીર્થંકર થાય છે '

નવ લાખ જપતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયા ભસે ચોકખે ચિત્તે, નિત્ય જપિયે નવકાર

આ પંક્તિઓ પણ તમે સાભળી જ હશે આ પરથી નમસ્કાર મહામંત્રની આરાધનાનુ ફળ સમજાશે

તમે બધા મહામંત્રની આરાધનામા મસ્ત બનો અને તે દ્વારા તમારુ આત્મકલ્યાણ સાધો એ ભાવનાપૂર્વક આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરીએ છીએ અને તેની સાથે નવકાર મંત્રના વિષયની આ વ્યાખ્યાનમાળા પણ સમાપ્ત થાય છે

सर्वमङ्गलमाङ्गल्य, सर्व कल्याणकारणम् ।
प्रधान सर्वधर्माणा, जैन जयति शासनम् ॥

